# મનોહર કાવ્યમાળા

તથા

# ધન ઉડાઉ દિકરાનું આખ્યાન.

[ સુધારા વધારા સાથે ]


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઇબ્રાહીમ રણછોડભાઈ.

મુ. કુભાડ.


દોહરો.

હે પ્રભુ શું જાણને, શું આપું આ વાર;
માળ રૂપ [illegible] નથી, આપું મનોહર માળ.


આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.
ઇ. સ. ૧૯૨૭. સંવત ૧૯૮૩.

અમદાવાદ, સલાપોસ રોડ:
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કિંમત ૩ આના.

# પ્રસ્તાવના.

ધર્મસિદ્ધાંતની અસર મનપર બેસાડવાનાં જે સાધન છે, તેમાંનું એક તે ગાયન છે. એજ કારણથી પ્રાચિન ધર્મ વ્યવસ્થામાં ઇશ્વર ભજનને સમયે ગાયન તેમજ વાજીંત્રોના નાદ ચાલતા હતા.

સદરહુ હેતુ પાર પડે અને ભક્તિકાર્યમાં આ લઘુ પુસ્તકનાં ગીતો ઉપયોગી થઇ, જેથી પ્રભુ પિતાનો મહિમા થાય તે માટે બહાર પાડયાં છે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ ઘણા વખતથી ખપી ગઇ છે. ને ...ની માગણી થયાજ કરે છે. તે કારણથી પ્રભુ બાપની સહાય ... આવૃત્તિમાં સુધારો વધારો કરી કેટલાંક નવિન ... ઉમેર્યાં છે.

તુજ ... નમાં કેટલોક ભાગ તદન નવોજ દેખશો. એટલે તુજ ... મનરાય, તેના બાપનું નામ પ્રેમરાય, તેમજ અરજ ... શાસ્ત્રમાં નથી, પણ પાઠ રસિક બનાવવા ગુણ કાવ્ય ...જોડયાં છે. તેમજ ઉડાઉ દીકરાની મતિ, દુષ્ટ મિત્રોની ... બાપના શિખામણ, રૂદન તથા ચારે મિત્રોનું ગમન, ધન-... પડતું દુઃખ અને ઘેર આવ્યા પછીનો વિભાગ; એ સઘળા ...નાવો એમજ બન્યા હશે, એમ કહી શકાય નહિ. માટે શાસ્ત્રનો ભાવ જાય નહિ, એવી સંપૂર્ણ નજર રાખી છે. તે આપ સદ્-ગ્રહસ્થોની સમક્ષ રજુ કરૂં છું. ઇશ્વર આ કામપર આશીર્વાદ આપે એવી નમ્રભાવે મારી પ્રાર્થના છે. આમેન.

આ પ્રસંગે મ્હેં, હિમ્મતશિંગ નરસિંહભાઇનો ઉપકાર માનું છું કે આ ગીતોનો હસ્તલેખ તપાસી ઉદારપણે સારી સલાહ આપી સેવકને કર્તાર્થ કર્યો છે.

તા. ૧૭–૭–૨૭. લી. કર્ત્તા ઈબ્રાહીમ રણછોડભાઇ.

# સાંકળિયું.

# મનોહર કાવ્યમાળા.

## ૧ ઇશ્વર સ્તુતિ-ગીત.

( રાગ કલ્યાણ શ્રીરાધિકાપતિ—એ ઢબ. )

વિશ્વના પતિ, દીનવિનવું અતિ;
હે કૃપાળુ દયાકરી, આપો શુભ મતિ. ટેક.
તુજ પાયાસન પાસે આવી, નમુ શિર નામી;
અંતરયામી વિપરીત વામી, ટાળજો ખામી. વિશ્વના. ૧
નિર્બળ અજ્ઞાની પ્રાણી, અલ્પ મતિ મારી;
હે બળદાતા જગત ત્રાતા, દે શક્તિ તારી. વિશ્વના. ૨
તુજ નામ તુજ કામ, તુજ મહિમાનીવાત;
તુજ પ્રીત ગાઉં નિત, દિવસ અને રાત. વિશ્વના. ૩
અરજ મુજની ઉર સ્વીકારી, સફળ કરો પ્રયાસ;
કાવ્ય વિમળ કરવા વિનવું, તુજ પ્રેમનો દાસ. વિશ્વના. ૪

---

## ૨ ખુદાકી ગતિ ન્યારી???

( ગજલ તાલ ઈશ્વર હું દાસ તારો—એ રાગ. )

ખુદા તેરી ગતિ ન્યારી, બરની શકુ ન બિસ્તારી. ટેક.
શબ્દસેં કિયા સબ સૃષ્ટિ, દેખકે અજબ પામે દૃષ્ટિ;
કૃપાસેં બક્ષે તુમ વૃષ્ટિ, સબોંકુ હૈ હિતકારી. ખુદા. ૧
રવિ ચાંદ કોટિક તારે, આકાશ ભુમિ બિન આડે !
નદિયાં સિંધું બેડ પહાડે, કુદરત કયા હૈ તુમારી. ખુદા. ૨
પશુ પક્ષી જંતુઓ ઉપાયા, ફુલઝાડ ઘાસ ઉગાયા;
મિટિકા માનવ બનાયા, રચના હુયે બ્હોત પ્યારી. ખુદા. ૩

તુજશા મનુષ્ય ઉપાયા, અધિકારી સબ પર ઠરાયા;
શૈતાને તીનકુ ફસાયા, નર્કકે હુયે અનુસારી. ખુદા. ૪
આદમકુ બચન દિયા, નીજ સુત ભેજવા કિયા;
સત-વેદમાં લખ લિયા, ખુદાકી દયા હૈ ભારી. ખુદા. ૫

---

## ૩ ભવિષ્યની સંપૂર્ણતા.

( શું નટવર વસંત થેઇ થેઈ નાચી રહ્યો—એ રાગ. )

આશું ! ભવિષ્ય ભાખેલુ તેપુરૂં થયું;
પુરૂં થયું જે-જે પૂર્વે કહ્યું. આશું. ટેક.

૧ સાખી—પ્રભુ પોતે ઉચર્યા, શુભ વાત આપે'ર;
શૈતાનને નારી વચ્ચે, કરાવીશ વે'ર.
નારીનું સંતાન તારૂ માથુંરે છુંદશે. (ઉ. ૩. ૧૫.)
સમયની સંપૂર્ણતાએ પુરૂં થયું...પુરૂં થયું. (ગલા. ૪; ૪.)

૨ સાખી—કુંવારી ગર્ભ ધરી ? જરૂર જણુશે બાળ;
નામ તેનું પાડશે, ઇમ્માનૂએલ ધાર. (યશા. ૭; ૧૪.)
તે ભુંડું નકારશે ભલું સ્વીકારશે;
મરિયમ કુંવારીથી પુરૂં થયું...પુરૂં થયું.

૩ સાખી—ઓયહુદા દેશના, બેથલહેમ તું ગામ;
નાનું તુંતો કંઈ નથી, તુજમાં મોટું કામ. (મી. ૫; ૨.)
યુસફ મરીયમ નામ નોંધાવવા ગયાં;
જન્મ ક્યાં થશે એ પુરૂં થયું...પુરૂં થયું. (લુક. ૨; ૭.)

૪ સાખી—શાં શાં કામ તે કરશે, દરશાવેલી વાત;
દુઃખિતનાં દુઃખ ભાગશે,સૌના ભલા માટ.
લુલાઓ કુદશે મુંગાઓ ગાન ગાશે. (યશા. ૩૫;૫-૬.)
ખ્રીસ્તતણાં કામથીએ પુરૂં થયું..પુરૂં થયું.

---

## ૪ ખ્રીસ્તજયંતિ.

( શું કહું કથની મારી રાજ—એ રાગ. )

ઉગ્યો રવિ વીતી રાત, આજ ઉગ્યો રવિ વીતી રાત;
જન્મ્યો જગનો ત્રાત, આજ ઉગ્યો રવિ વીતી રાત. ટેક.

પતિત માનવ તારણ કરવા, આવ્યો સ્વરગનો વાશી;
લેખો પ્રમાણે ઉગ્યો ભાણે, પ્રીતિની જોત પરકાશી. આજ. ૧

નભ નાદથી ગર્જી રહ્યું છે, દુતોની સેના ગાય;
અધમ કાજે, અવતર્યો આજે, સંત સભા હરખાય. આજ. ૨

માતા મરિયમ ઉદરે જન્મ્યો, બનીને નાનું બાળ;
માને હવાલે, પોઢયો વ્હાલે, કરે માત સંભાળ. આજ. ૩

નાઝારી નાથને ભજવા માટે, હૃદય નજરાણું લો સારૂ;
ભાવથી ભજીએ, પાપને તજીએ, હર્ખાય મનડું મારૂં. આજ. ૪

આનંદી નાતાલ તને સ્મરીએ, વૃદ્ધ યુવાનને બાળ;
"ખ્રીસ્ત જયંતિ વિજય હોજો", ભાર્ત ભુમિમાં સહુકાળ. આજ. ૫

---

## ૫ ઇસુનો જન્મોત્સવ.

( ખુશી ખુશી છે આજ—એ રાગ. )

આનંદ આનંદ છે આજ, આનંદ આનંદ છે આજ;
ઇસુખ્રીસ્તે જન્મ ધર્યો, પાપી માનવ કાજ. ટેક.

રાત્રી સમે ભરવાડો, ખેતરમાં હતા વાશ;
ઘેટાંની ત્યાં રક્ષા કરવા, બેઠા સૌ ચોપાસ. આનંદ ૧

પ્રકાશ તેઓ પાસે ચમકયો, ભય પામ્યા ભરવાડ;
ત્રાતાની વધામણી કહેવા, દુત આવ્યો તે ઠાર. આનંદ. ૨

'દુતે કહ્યું ખ્રીસ્ત જન્મ્યો, આજ તમારે કાજ';
ગભાણમાં પોઢેલો છે, નિર્ખો જઇ આજ. આનંદ. ૩

દુતોની સેના હર્ખાતી, ગાતી મધુર રાગ;
પરમ ઉંચામાં દેવને મહિમા, ભુએ શાન્તિ અથાગ. આનંદ. ૪

ભરવાડો આશ્ચર્ય પામીને, ગયા દર્શન માટ;
બાળક રાયને જોયા પછી, કહી દીઠેલી વાત. આનંદ. ૫

---

## ૬ માગીલોકોનું આવવું (માત્થી. ૨; ૧-૧૨.)

( દિલમાં દીવો કરો દીવો કરો—એ રાગ. )

ખ્રીસ્તનો જન્મ થયો, જન્મ થયો;
આજ આનંદ જાય ના, કહ્યો ખ્રીસ્તનો. ટેક.
તારો દેખાયો પૂર્વ ભણી; માગી લોકોને આસા ઘણી. ખ્રી. ૧
ચાલ્યા ભજવા યરૂશાલેમ ભણી; શોધ કરે પ્રભુબાળ તણી. ખ્રી. ૨
સુણી ગભરાયો હેરોદ રાય, એના મનમાં ચિંતા થાય. ખ્રી. ૩
તેડયા યાજકોને નીજ ધામ, ખ્રીસ્ત જન્મશે કયા ઠામ. ખ્રી. ૪
દેશ યહુદા બેથલેહેમ ગામ, જન્મ થશે ઇસુનો એ ઠામ. ખ્રી. ૫
પૂછે માગીઓને હેરોદ રાયે, તારો દેખાયો કઇ વેળાએ. ખ્રી. ૬
બધી ખબર ચોકસાઇથી લીધી, એના મનની વાત નવ કીધી. ખ્રી. ૭
માગી થયા ત્યાંથી વિદાએ, તારો થંભ્યો બાળક જગ્યાએ. ખ્રી. ૮
અર્પ્યાં બોળ લોબાન લાગ્યા પાય, મુખે જયજય કારથી ગાય. ખ્રી. ૯

---

## ૭ ઇસુનો જન્મ.

( રાગ. ધનાશ્રી. જય જય ખ્રીસ્ત દયામય સ્વામી—એ ઢબ. )

ધન્ય ધન્ય ખ્રીસ્ત તને જાઉં વારી...ખ્રીસ્ત—ટેક.
પછમ દેશ યહુદા માંહે, દાઉદ કુળમાં નારી;
સત્યવાદી શુદ્ધ હતી એ બાઇ, મરિયમ નામે કુંવારી...ધન્ય. ૧
પવિત્ર આત્મા તે પર ઉતર્યો, કૃપા પામી ભાગ્યશાળી;
માનવ રીતે એમાં નહી ભાઇ, સત-શબ્દે ગર્ભ ધારી...ધન્ય. ૨
પાપી જગને દેખી દયાળે, પ્રીત કીધી બહુ ભારી;
દેવ છતાં માનવ બનીને, લીનતા લીધી ધારી...ધન્ય. ૩
ઇશ્વર સુત આ જગની માંહી, શબ્દ રૂપે પધારી;
જગ તારવા જગે વાસ કરીને, લીધા અધમને તારી...ધન્ય. ૪

---

## ૮ ઉત્તમ નામ.

( ઈશતન ધનકી કૌન બડાઈ—એ રાગ. )

નામ ઇસુનું ઉત્તમ સારૂં, અન્ય જગમાં બીજું નહી ભાળું—ટેક.
શત્રુ આવીને જ્યારે સતાવે, તે વખતે આડે આવનારૂં. નામ. ૧
અબળતાને અળગી કરીને, સબળતાને એ દેનારૂં. નામ. ૨
અજ્ઞાન અંધારૂં દૂર કરીને, જ્ઞાનનો પ્રકાશ એ દેનારૂં. નામ. ૩
અશુદ્ધતાને રકતથી ધોઇ, શુદ્ધ હૃદય એ કરનારૂં નામ. ૪
નાશનો માર્ગ નષ્ટ કરીને, જીવન પંથે એ દોરનારૂં. નામ. ૫
અશાન્તિને અળગી કરીને, ખરી શાન્તિ એ દેનારૂં. નામ. ૬

---

## ખ્રીસ્તનું રટણ.

( રાગ કેરબો-વારી જાઉરે સાવરીઆ—એ ઢબ. )

સદા રટુંરે સ્વામીજી, તારા નામનેરે...તારા......ટેક.
પ્રેમ કરી અવની પર આવ્યો, રેંમ નિરંતર સૌપર લાવ્યો;
છોડીને તું આવ્યો સ્વર્ગી ધામનેરે......સ્વ......સદા. ૧
રોગી જનના રોગ નિવાર્યાં, વળી મુએલાને જીવાડયા;
દુઃખિતોને આપ્યો તેં આરામનેરે......આ......સદા. ૨
નિર્દોષને દોષીત ગણ્યો, પાપી કાજે સ્થંભે જડયો;
કેમ વીસારૂ વ્હાલા તુજ નામનેરે......તુજ......સદા. ૩
જગમાં પ્રગટી જીવન જોત, પ્રેમનું પ્રમાણ સહ્યું મોત;
અધમ જગનું તારણ સાધ્યું પ્રેમથીરે......પ્રે......સદા. ૪
સ્થંભ ઉપર દીધો પ્રાણ, કીધું મજ પાપીનું ત્રાણ;
જીતી મોત આપ્યો તેં વિશ્રામનેરે......તેં......સદા. ૫

---

## ૧૦ ખ્રીસ્ત સૌને ચાય છે.

( રૂડા તારણના દીન જાય છે—એ રાગ. )

ચા'ય છે ચા'ય છે ચા'ય છેરે, પ્રભુ ઇસુ સર્વને ચા'ય છે;
આવો કહી તેડી જાય છેરે, પ્રભુ ઇસુ સર્વને ચા'ય છે—ટેક.
જગમાં સુવાર્ત્તા પ્રગટ કરાય છે, દેશે દેશ સુવાર્ત્તિક જાયછેરે. પ્રભુ. ૧
ઉચ્ચ નીચ રંક રાય સૌને બોલાવે; પક્ષપાત વિના પસંદ થાયછેરે. પ્રભુ. ૨
દ્વાર વાશીને જેઓ અંદર રહ્યા છે, દ્વાર તેઓનું ઠોકાય છેરે. પ્રભુ. ૩
ન્હોતરૂં સ્વીકારી જેઓ બ્હાનાં કાઢે છે, સમજાવવા તેમને જાયછેરે. પ્રભુ. ૪
તેડયા ખરા પણ યોગ્ય જે નથી, બીજા પસંદ તેથી થાયછેરે. પ્રભુ. ૫
ખ્રીસ્તને સ્વાર્પણ જે થઈ જાય છે, તારણ તેઓનું થાયછેરે. પ્રભુ. ૬

---

## ૧૧ તારણથી થતા લાભ.

( લાલ વારે આવો તો વ્હેલા આવજો—એ રાગ. )

તારણ થકી લાભ કેવા થાય છે જો;
દોષ પાપના દૂર ટળી જાય છે જો...તારણ—ટેક.
નવું હૃદય જરૂર અપાય છે જો;
દૈહિક જીવન આત્મિક બનિ જાય છે જો...તારણ. ૧
દેવની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે જો;
તેના કોપથી બચી જાય છે જો...તારણ. ૨
દેવની કૃપાની પ્રાપ્તિ થાય છે જો;
ભૂખ તરસ તંગી મટી જાય છે જો...તારણ. ૩
આશીર્વાદોનું દ્વાર ખુલ્લુ થાય છે જો;
શોક વિલાપ સંતાપ મટી જાય છે જો...તારણ. ૪
મરણ પછી સ્વર્ગી સુખ અપાય છે જો;
સદા આનંદી જીવ ગળાય છે જો...તારણ. ૫

---

## ૧૨ તારણ પામો.

( પદ. સતગુરૂકે બલ જાઉરે—એ રાગ. )

વીરા સમય છે હાલરે; કર ઇસુને તારો વીરા—ટેક.
કાયા માયા વાદળ છાયા; વીતે વીજ ચમકારો...કર. ૧
જગને જોબન જોતાં જાશે; કાલો છે કાઠ ઠગારો...કર. ૨
ભટકેલ થઇ શું ભવમાં ભમો; કો નહિ અઘ હરનારો...કર. ૩
જગિત વાનાંને વળગી રહેતાં; વ્યર્થ જશે જનમારો...કર. ૪
થાયછે થાયછે શું એમ ભાખો; સમય જાય છે સારો...કર. ૫
અવર ગયો હાથ ન આવે; મનમાં વીરા વિચારો...કર. ૬
વસમી વેળા આવશે જ્યારે; સાંભળશે પ્રભુ પ્યારો...કર. ૭
કાળ સમીપ જતાં પહેલાં; શોધ ઉગરવા આરો...કર. ૮
'કાલનું કામ આજ કરી લ્યો'; કાલનો શો ઉધારો...કર. ૯
પ્રભુ ઇસુ છે જગનો ત્રાતા; હાલ માનો તારનારો...કર. ૧૦

---

## ૧૩ ત્રાતાનું દુઃખ.

( ગજલ. તાલ. ઇશ્વર છું દાસ તારો—એ રાગ. )

જાગો કરો પ્રાર્થ ભાઇ, સમય આવ્યો દુઃખદાઇ—ટેક.
પરિ—ક્ષણ છે ભારી, આ રાત ઘોર અંધારી,
સ્થિતિ અબળ છે મારી, કરજે પ્રભુ તું સાંઇ...જાગો. ૧
સુણ પ્રાર્થ પિતા તું મારી, વાટકો દે હુંથી વિદારી;
"ઇચ્છા પુરી થજો તારી" મજની નહી જરાઇ...જાગો. ૨
પરસેવો નીકળ્યો અંગ, રાતો છે તેનો રંગ
મહા દુઃખનો પ્રસંગ, તન જશે વિંધાઈ...જાગો. ૩
દેવ દૂત આવ્યો પાસ, બળ આપ્યું તેને ખાસ.
અબળતા પામી નાશ, આવી નવી મરદાઇ...જાગો. ૪
આવ્યો યહુદા ઇસુ પાસ, ચુમ્યો ગુરૂને ખાસ.
ઓળખાવ્યો વાડી વાસ, પકડી ગયા સિપાઇ...જાગો. ૫

---

## ૧૪ પ્રાયશ્ચિત્ત.

( ઐંચો ઐંચો કુવાનાં પાણીરે—એ રાગ. )

જોઉ જોઉ થંભને ધારીરે, વેઠી વેદના તેં ભારી—ટેક.
ખીલાથી તારૂં અંગ વિંધાયું, મુજ અધમના કાજે ભંઝાયું;
ખરી પ્રીતિ અજાયબ તારીરે, વેઠી વેદના તેં ભારી...જોઉ. ૧
મુજના પાપે દીધું એ દુઃખ, ભાલાથી તારી વીંધાઇ કુખ;
સાધી શાન્તિ મજ કાજ સારીરે, વેઠી વેદના તેં ભારી...જોઉ. ૨
તુજના લોહીથી થયો છું સાજો, તુજ મૃત્યુથી થયો છુ તાજો;
લીધો મુજ પાપીને ઉગારી રે, વેઠી વેદના તેં ભારી...જોઉ. ૩
તુજની સાથે દુઃખ ઘણાં સહું, સ્વર્ગે તારી સાથે રહું;
કર એવી દયા દૃષ્ટિ તારી રે, વેઠી વેદના તેં ભારી...જોઉ. ૪

---

## ૧૫ પુનરૂત્થાન.

( હે તારી છબી લાગે મને પ્યારી—એ રાગ. )

હે સુણો શુભ વાત કહું સારી, "ઇસુ ઉઠયો મરણ મોઝારી." હે—ટેક.
આદીત વારે, મોટી સવારે; રોતી જોતી શોધતી ગઇ નારી. હે. ૧
દુતે કહ્યું નારી, સુણો વાત મારી; ગયો ઇસુ ગાલીલ આવારી હે. ૨
દર્શન દઇ નાથ, બોલ્યો શિષ્યો સાથ; થાઓ શાન્તિ તમને ભારી. હે. ૩
થોમાએ સુણી વાત, કહે જોઉ પગ હાથ; ત્યારે માનું હું વાત તમારી.હે. ૪
ઇસુ કહે જો મને, હાથ પગ કુંખને; થા વિશ્વાસી વેંમ વિદારી. હે. ૫
થોમાએ નિહાળી, શંકાને ટાળી; બોલ્યો મારો પ્રભુ તે પોકારી. હે. ૬
અણ દીઠે વિશ્વાસ કરે, તેને છે ધન્ય ખરે; પામે જીવન તે સર્વ કાળી. હે. ૭

---

## ૨૬ પ્રભુ ઉગારે તેને કોણ મારે ?

( આસાવરી-તાલ. અહો પ્રભુ અચરજ માયા તમારી—એ રાગ. )

પ્રભુ જો હોય કૃપા તમારી, રૂઠી દુનિયાં શું કરનારી—ટેક.
દાનીયેલને સિંહો બીલે પુરી, પત્થર મૂકયો બહુ ભારી;
સિંહોનાં મુખ બંધ કરીને, રક્ષા કરી તે વારી. પ્રભુ. ૧
ત્રણ હેબ્રી પુત્રોને ઉચકી, ફેંકયા અગ્નિ મોઝારી;
વિપત વખતે દુત મોકલી, ભકતોને લીધા ઉગારી. પ્રભુ. ૨
પીતરને બંદીખાને પુરી, સિપાઇ કરે રખે વાળી;
સંકટ સમે સા'ય કરવા, દુત ગયો તે વારી. પ્રભુ. ૩
પાઉલ સીલાસને જેલમાં પુરી, જતન કર્યું બહુ ભારી:
ધરતી કાંપીને પાયા હાલ્યા, ઉગડી ગયા દ્વારબારી. પ્રભુ. ૪
અનેક ભકતોની વારે આવી, ઉગાર્યા બહુ વારી;
તેવી રીતે દાસને બચાવો, ઉતારો ભવજલ પારી. પ્રભુ. ૫

---

## ૨૭ ખ્રીસ્તનું સ્તોત્ર.

( દળ દુશ્મન નસાડી—એ રાગ. )

જયજય જયકારી બલિહારી માનુ તારી, પ્રભુ ઇસુને હોજો જયકાર;
પાપીનાં પાપ નિવારી સંકટને દીધાં ટાળી, પ્રભુ ઇસુને હોજો જયકાર. ટેક.
સનાતન હતો દેવ, પણ માનવ થઇ તતખેવ;
પ્રેમથી તેં રે'મથી, છોડયું સ્વર્ગનું સુખ, લીધું પાપીનું દુઃખ. જયજય. ૧
મરણ ઉપર જય પામી, થયો જીવન દાતા સ્વામી;
ગાનથી હું માનથી, વંદુ તુજને પ્રીતે, કરૂં સ્મરણ નીતે. જયજય. ૨
બેઠો સ્વર્ગમાં જઇ, સ્વામિત્વ સત્તા લઈ;
નીજભક્તનોમધ્યસ્તથઇ,હાલકરેતુંરાજ,ધરીમહિમાનોતાજ. જયજય. ૩
તુજથી સૌ સારાં દાન, જીવન મહિમા વાન;
શુભ આસથી વિશ્વાસથી,કરૂં તારી હું સેવ,તારણ દેજે હે દેવ. જયજય. ૪

---

## ૧૮ પ્રીતિનો ભંડાર.

( પદ. વિસરૂં નહિ પ્રભુ નામ—એ રાગ. )

પ્રીતિનો તું ભંડાર દયાળુ ઇસુ; પ્રીતિનો તું ભંડાર. ટેક.
તુજ મન પ્રેમી તુજ તન રે'મી; પૂર્ણ પ્રીતિનો શણગાર. દયાળુ. ૧
તુજ નામ પ્રેમી તુજ કામ રે'મી; નિરાધારનો તું આધાર. દયાળુ. ૨
કરણ પ્રેમી ચરણ રે'મી; સૃષ્ટિ તણો પ્રતિપાળ. દયાળુ. ૩
તુજ નેણ પ્રેમી તુજ વેણ રે'મી; પ્રીતિનું રૂપ તું પ્રેમાળ. દયાળુ. ૪
પ્રીતિ તું આવી તારણ લાવી; તૂટે ખૂટે ન અખૂટ ધાર. દયાળુ. ૫
પાપી અમ પ્રાણી હાલત જાણી; રે'મ આણી તેં અપાર. દયાળુ. ૬
આપ્યો જીવ તારો ઉગાર્યો મારો; ભુલીશ નહીં ઉપકાર. દયાળુ. ૭
પ્રેમાળ તારી પ્રીત છે ન્યારી; પામે નહિ કોઈ પાર. દયાળુ. ૮

---

## ૧૯ આનંદ અધિક.

( આજ આનંદ ગુરૂ સતસંગમાં—એ રાગ. )

આનંદ અધિક ખ્રીસ્ત, સમાગમમાં;
દુર ગુણ થાય છે દૂર, અનુભવ કરી માનશો. ટેક.
મનુષ્યા અવતાર ધર્યો પ્રભુ ભજવા; કરવા સ્વર્ગી મોજ. અનુ. ૧
બોલો તો પ્રાણી વાણી સાચ બોલજો; વદજો મીઠાં વેણ. અનુ. ૨
ચાલો તો ચાલજો સુચાલ પાંસરી; કરવા સુક્રિત કામ. અનુ. ૩
શોધો તો શોધજો દેવના રાજને; પામશો સઘળાં દાન. અનુ. ૪
માનો તો માનજો પ્રભુ ઇસુને; અધમોનો ઉદ્ધાર. અનુ. ૫
થાઓ તો થાવ અર્પણ ખ્રીસ્તને; સેવા દેવ જગની ન થાય. અનુ. ૬
માગો તો માગજો શુભાત્મા; રસ્તો બતાવવા કાજ. અનુ. ૭
ઠોકો તો ઠોકજો સ્વર્ગી દ્વારને; ઉઘાડશે તમ માટ. અનુ. ૮

---

## ૨૦ ખ્રીસ્ત સરિતામાં આવો.

( શું કહું કથની મારી રાજ—એ રાગ. )

ખ્રીસ્ત સરિતામાં આવો ભ્રા...ત, ખ્રીસ્ત સરિતામાં આવો;
લેવા અક્ષય સુખ લ્હાવો ભ્રા...ત, ખ્રીસ્ત સરિતામાં આવો. ટેક.
ગગનો નભથી વ્હેતી વ્હેતી, આવી અધમની પાસે.
પતિત પીડિત ખેદિત મનને, શાન્તિ ખરીતો થાસે. ભ્રા...ત. ૧
જીવન જળ છે અમૃત સરખું, પીવા કરો પર-વેશ;
છે સુખ કરતા તરસ હરતા, માટે પીઓ હમેશ. ભ્રા...ત. ૨
વણ મૂલ્યે આ નીર મળે છે, ફરી તરસ નહિ લાગે;
શું કરવા દામ ખુવાર કરો, ખ્રીસ્ત તરસને ભાગે. ભ્રા...ત. ૩
નીર્મળ નીર આ શિતળ કેવું, તૃષા જનો અહીં આવો;
આત્મિક તરસ સૌની વિદારે, પીઓ બીજાને લઇ પાઓ. ભ્રા...ત. ૪

---

## ૨૧ ઇસુને માનો.

( મનુશા તને પાઇને—એ રાગ. )

માનવીયો કોઇ માનો, ઇસુને ચહીને;
ઇસુને ચહીને, નીંદાઓ સહીને...માન. ટેક.
બાળાપણુ ખેલી ખોયું, મનડું રમતને મોયું;
પણ પાછું નવ જોયું, બાળ જીંદગી ભણીરે. માન. ૧
શું જોબન જોઇ ફાલ્યા, ગ્રવીષ્ટ થઇને ચાલ્યા;
મનને ગમતું મહાલ્યા, દેવથી નવ ડર્યારે. માન. ૨
એમકરતાં વૃદ્ધપણું આવ્યું, પણપ્રભુ ભજનનાભાવ્યું;
આયુષ ખાલી ગુમાવ્યું, જગતું સુખ ચહીરે. માન. ૩
સૌ આવો ઇસુ પાસ, કરો તેનો વિશ્વાસ;
પુરી થશે તમ આસ, તારણુ મુક્તિ તણીરે. માન. ૪
હજુ ચેતો નર નારી, સહુને કહુ પોકારી;
આ શીખ માની લ્યોસારી, સર્વે શ્રોતા જનોરે. માન. ૫

---

## ૨૨ દુખમય દુનિયાં.

( જે મરણુ એ જીંદગીની—એ ઢબ )

જો જગમાં વીરા નિહાળી, દુનિયાં છે દુઃખકારીરે. ટેક.
પાપ આપ શોક વિલાપ, પીડા પરિક્ષણુ વાળીરે;
આધી વ્યાધી અને ઉપાધી, દુઃખ દુઃખ દુઃખ ભારીરે. જો. ૧
ઈર્ષા અદેખાઈ વેર ઝેર, તડ ખટપટ વાળીરે;
ટંટા ઝગડા જંગ મચાવે, પરહિત ન ઇચ્છે નારીરે. જો. ૨
કામ ક્રોધ મદ લોભ, વસ્યા જગ મોઝારીરે;
ઢોંગ છળ ભેદ તરકટ તરંગો, ચોગમ ઉચ્છળે વારીરે. જો. ૩
કલેશ કંકાશ જુઠાઇ લુચ્ચાઈ, ચાડી ચોરી ઝારીરે;
ભુંડા આ દુનિયાંને ભાળી, ભકતો ગયા કંટાળીરે. જો. ૪
આવા જગને લોભાશોતો, અંતે થશે ખુવારીરે;
માટે કરો કર્તાની ભક્તિ, વ્હાલાં ઓ નર નારીરે. જો. ૫

---

## ૨૩ મારે ફરવું છે.

( રાગ; મીરાં બાઇનો...મારે ફરવું છે વીરા—એ ઢબ )

મારે ફરવું છે વીરા, મારે ફરવું છે રે...
ઇસુ તણી ગમ હવે, મારે ફરવું છે રે—ટેક.
પો'ળા નર્કના માર્ગમાં, મારે નથી પડવુંરે;
સાંકડા સ્વર્ગના પંથે, મારે ચઢવું છે રે. ઇસુ. ૧
પરિક્ષણુ આવે એથી, પાછુ નથી પડવુંરે;
ઇસુ પ્રીતે ખાંડા ધારે, મારે ચઢવું છે રે. ઇસુ. ૨
શેતાની કામોનું સ્મરણુ, મારે નથી કરવુંરે;
ધરણી ધરનું ધ્યાન, મારે ધરવું છે રે. ઇસુ. ૩
જગતને કોટે બાંધી, ડુબી નથી મરવુંરે;
ઇસુ તણા નાવે બેસી, મારે તરવું છે રે. ઇસુ. ૪

---

## ૨૪ લગન લગી.

( ખમાચ-તાલ, હરી ભજન બીના દીન જાયરહે—એ રાગ. )

મુઝે લગન લગી હે તારકકી, તારકકી ઉદ્ધારકકી. મુ.—ટેક.
યહ જીંદગી હે થોડે દિનોંકી, સોભા દીશે દીન ચારકકી. મુઝે. ૧
મિટ્ટીકી કાયા મિટિ મિલેગા, ભસે બુરે બુરે બાળકકી. મુઝે. ૨
સગા સ્નેહી સંગ નહી આયે, જુઠી સગાઈ સંસારકકી. મુઝે. ૩
દોલત દામ માલ ખજાને, જગ બસ્તુ નાશકારકકી. મુઝે. ૪
જીવન દાતા મુઝેકુ મિલાયો, બાત બતાઇ સતમારગકી. મુઝે. ૫
પ્રાણ કુરબાન કરી દંડ મિટાયો, ઐસી પ્રીતિ ઉદ્ધારકકી. મુઝે. ૬
તારણકી નોકા ઇસુ મસિહ હૈ, પાર ઉતારે ભવસાગરકી. મુઝે. ૭

---

## ૨૫ ખરો તારનાર.

( રાગ; કેરબો—વારી જાઉંરે સાવરીઆ—એ ઢબ. )

ન્યારો મારોરે મસિહા, તારઃનાર છે રે. તાર—ટેક.
નિર્દોષી એ દોષીત ઠર્યો, પાપી જનને છુટો કર્યો;
કોણ બીજો એવો, તારણ હાર છેરે...તા... ન્યારો. ૧
કંટક મુગટ પોતે લીધો, તારણ તાજ પાપીને દીધો;
કોણ બીજો એવો, બક્ષનાર છેરે......બ... ન્યારો. ૨
ખાટું કડવું પોતે પીધું, અમૃત નીર અધમને દીધું;
કોણ બીજો એવો, પરોપકારી છેરે......પ... ન્યારો. ૩
મરણ લજા કારી લીધું, જીવન દાન પતિતને દીધું;
કોણ એવો પાપી માટે, મરનાર છેરે......મ...... ન્યારો. ૪

## ૨૬ પ્રાર્થના.

(પ્રભુ દાસો ઉપર દયા લાવો—એ રાગ.)

પ્રભુ રાંક ઉપર રે'મ લાવો, મજ પાપીની વારે આવોરે. પ્રભુ. ટેક.
મારા દોષો જો જોશો નિહાળી, વાત કોઇ ન મળે સારીરે. પ્રભુ. ૧
જાણી જોઇને પાપ મેં કીધાં, ઢોળી અમૃત વિષને પીધાંરે. પ્રભુ. ૨
મારી સારી નથી પ્રભુ કરણી, તમે જાણોશું કહું વરણીરે. પ્રભુ. ૩
જગ વાનાં જોઇને લોભાયો, તમ ગુણ કદી ન ગાયોરે. પ્રભુ. ૪
તમે દયાળુ દેવ દયા લાવો, ગુન્હા માફ કરીને બચાવોરે. પ્રભુ. ૫
ઘણા પાપી આવ્યા તમ પાસ, પુરી કરી તેઓની આસરે. પ્રભુ. ૬

---

## ૨૭ શેતાન જીતવા પ્રાર્થના.

(વારે ધાને વનમાળીરે વીભુ—એ રાગ.)

પ્રાર્થ સુણો અવીનાશીરે, મારી પ્રાર્થ સુણો અવીનાશી. ટેક.
સાખી–આદમ હવા વખતે, બની ગયો સાપ;
હવા નાર ભોળવી, કરાવ્યું ત્યાં પાપ.
પતિત થયા જગ વાસીરે, મારી પ્રાર્થ સુણો અવીનાશી. પ્રાર્થ. ૧
સાખી–માનવને ફસાવવા, ફરે અહીં તહીં;
અનેક યુક્તિયો રચી, સમજાવે કંઇ કંઇ.
ક્યાં જાઉં એથી નાશીરે, મારી પ્રાર્થ સુણો અવીનાશી. પ્રાર્થ. ૨
સાખી–લાલચ લોભ દેખાડીને, ભુલાવે સંસાર;
તેને જરૂર જીતવા, સા'ય કરો આવાર.
શેતાન જાય જેથી નાશીરે, મારી પ્રાર્થ સુણો અવીનાશી. પ્રાર્થ. ૩

---

## ૨૮ ઇસુ બીના તારણ નથી.

(ઠુમરી તાલ ચલીત...મુજે દે દર્શન ગિરધારીરે—એ રાગ)

ભોળા ભૂલમેં ક્યું ભટકાઇરે, ઇસુ બીના તારણ નહી ભાઈ. ટેક.
કાશી ગયા ઓર મથુરાં જાયે, અડસઠ તીરથ ફીર નાંયે;

મનકે મૈલન જાઇરે, ભોળા ભૂલમેં કયું ભટકાઈ. ઇસુ. ૧
ક્રિયા કરમસેં મોક્ષ ન પાવે, નિષ્ફલ શ્રમ બિરથા જાવે;
અંત બેરા પસ્તાઇરે, ભોળા ભૂલમેં કયું ભટકાઇ. ઇસુ. ૨
છાપ તિલક ભભુત લગાયે, કયા હુયે બનકે ફલ ખાયે;
મનમાં શાન્તિ ન આઇરે, ભોળા ભૂલમેં કયું ભટકાઈ. ઇસુ. ૩
ઇસુ મસિહકુ ભજીલ્યો પ્યારે, પાપી લોગોંકુ વો'તો તારે;
પાપ દે પલમે મિંટાઇરે, ભોળા ભૂલમેં કયું ભટકાઇ. ઇસુ. ૪

---

## ૨૯ પરમ સુખ ખ્રીસ્તમાં.

(ચોપાયા હિંદવી રાગ. જગ તારકના ગુણ ગાઓ—એ ઢબ.)

જગ તારક શરણે આવો, પરમ સુખ જાણો ખ્રીસ્તમાં—ટેક.
જગ તરૂવર પંખી માનવ, વશિયાં આવી રાત;
રજની વીતતાં ઉડી જશે, પોત પોતાની વાટ. પરમ. ૧
જગ સુખ મૃગજળ પીવા માનવ, તલપે થઇ અજાણ;
મિથ્યા દેખા દેખી દોડી, છેવટ છોડે પ્રાણ. પરમ. ૨
ધનમાલ ધામ વૈભવ માન, હશે હજારો પાસ;
ધારો કદાપી આ જગ મેળવીએ, તો પણ અંતે નાશ. પરમ. ૩
ખ્રીસ્ત વિના જગની ચિજોમાં, સંતાપ અસંતોષરેછે;
પરમ સુખ તો ખ્રીસ્ત ઇસુમાં, સર્વથી શ્રેષ્ટ મળે છે. પરમ. ૪

---

## ૩૦ સમય ખંડી લ્યો.

(આવવાને દે આજે—એ રાગ.)

સમય ખંડી લો આજે, સમય ખંડી લ્યો;
સાર્થક જીવન કરવા કાજે, સમય ખંડી લ્યો—ટેક.
અમૂલ્ય આ જાણ અવસર, અમૂલ્ય આ જાણ;
હીરા માણેક રત્ન કરતાં, અમૂલ્ય આ જાણ. સમય. ૧

વેગે વીતી જાય વરસો, વેગે વીતી જાય;
વિચારમાં વીરા વરસો, વેગે વીતી જાય. સમય. ૨
વીતે તક તારણની, મોંગી મૂલ્ય વાન;
ઘડી ગઇ એ આવે નહી, મોંગી મૂલ્ય વાન. સમય. ૩
"તારણનો દીન આજે, આજ માન્યકાળ;"
પામી લ્યોને મુક્તિ આજે, કોણે દીઠી કાલ. સમય. ૪

---

## ૩૧ વૈર બદલે પ્રેમ. (માત્થી. ૫; ૪૪-૪૮)

( રાગ. પદ. કર ઇસુ પ્રભુને તારે—એ ઢબ. )

તમે વૈરીનું વેર ન વાળો, ભલે ગુનો કરે કોઇ તમારો. તમે. ટેક.
દે, શ્રાપકે તમને ગાળો; તેને આપો આશીર્વાદ સારો. તમે. ૧
જે, દ્વેશ કરે છે તમારો; તેનું ભલુ કરવાને ધારો. તમે. ૨
હોય પુઠે લાગી નડનારો; કરી પ્રાર્થના વૈર નિવારો. તમે. ૩
મારી આપી કરો છુટકારો; થશે બચાવ એથી તમારો. તમે. ૪
ભલા ભુંડા પર સુરજ ભાળો; કેવો ઉગાવે પિતા તમારો. તમે. ૫
જેવો આકાશી બાપ તમારો, પ્રીતિ કરી થાઓ તેના બાળો. તમે. ૬

---

## ૩૨ પ્રભુ ઇસુને ભજ.

( ભેરવી, તાલ, આત્માતત્વ વિચારો વીર—એ રાગ. )

ભજ તું પ્રભુ ઇસુને ભાઇ, જોતાં જીંદગી વીતી જાય—ટેક.
દેવ દયાથી તુજને મળીયો, ઉત્તમ માનવ અવતાર;
અવસર રૂડો જો ગુમાવ્યો, ફરી નથી મળનાર...
.................ધાર...સમય આ સુખદાઇ.....ભજતું. ૧
કમળ વાસથી ભમર લોભાયો, તેમ જગતને તું;
ચેત ચેત ઓ ક્ષણિક મુસાફર, અંતે કરશે શું ?......
..........તુ...કર સુકિત કમાઇ...............ભજતું. ૨

જગનું સુખ જતુ રહેવાનું, મનની મમતા મે'લ;
મારૂં તારૂં શું કરે છે, રે'શે બગીચા મ્હેલ...
...........ખેલ...ખોટો જગત મનાઇ...........ભજનું. ૩
આ ભવસાગર તરવા કાજે, કર સાધન તૈયાર;
પ્રભુ ઈસુ છે જગનો ત્રાતા, તેને ભજો નરનાર......
...........વાર...કરો નહી જરાઇ...............ભજનું. ૪

## ૩૩ નવિન વર્ષ માટે પ્રાર્થના.

( ગલગથા જગ્યા દેખો જ્યાં—એ રાગ. )

જય જય કાર આ જગમાં હોજો, જગ કર્તાનું નામરે;
દેવે નવિન વર્ષ દેખાડયું, દયા કરી આ ઠામરે—ટેક.
પ્રભુ પાસ પાયે પડી, યાચો સહુ હાજરે;
આશીર્વાદ કૃપાળુ બાપ, દેશે નૌતમ સાલરે—જય. ૧
જુનું વરસ ગયું વીતી, નવું બેઠું આજરે;
નવિન સાલે નવિન પણે, કરવાં રૂડાં કાજરે—જય. ૨
સત્યનું અજવાળું આપ, દિન પ્રતિ દીનરે;
અજ્ઞાન તિમિર કાઢી, કર અમોને લીનરે—જય. ૩
સુવાર્ત્તા પ્રસાર થાય, ભારત ભુમિ પરરે;
પાપી તુજ શરણે આવે, દયાની દૃષ્ટિ કરરે—જય. ૪
ત્રાણ તણો પ્રભા કરી, નવિન પણું કરરે;
હે દયાળુ દેવ અમારી, અરજ ઉર ધરરે—જય. ૫

## ૩૪ પ્રાર્થના.

( પ્રભુ મજ તારણહે પતિતોને—એ રાગ. )

પ્રભુ નમ્ર પ્રાર્થના સુણોને અમારી, પ્રાર્થના સુણોને અમારી;
....................પ્રભુ નમ્ર પ્રાર્થના સુણોને અમારી—ટેક.

અમો દોષિત સહુ વાતે ભારી; માફ કર તું નિહાળી. પ્રભુ. ૧
ભુંડાઈ ભાગ મલિનતાને કાઢી; સુબુદ્ધિ આપો સારી. પ્રભુ. ૨
અખૂટ ભંડાર તુજના ભારી; ખુટે નહી કોવારી. પ્રભુ. ૩
તુજની પ્રીત પાપી પર ધાડી; કોઇને ન મૂકયા કાઢી. પ્રભુ. ૪
હે પ્રભુ તૃષા અમારી નિવારી; શાન્તિ આપો સુખકારી. પ્રભુ. ૫

---

## ૩૫ ધર્મ જાગૃતી માટે પ્રાર્થના.

( પ્રભુ પ્રેમને વશ થયા રાજીરે—એ રાગ. )

પ્રભુ અરજ સુણોને અમારીરે, કર દયાની દ્રષ્ટિ તારીરે. પ્રભુ. ટેક
સાખી—સુવાર્ત્તા પ્રસારવા, જઇએ જગ મોઝારી;
વાડી લુખી સૂકી તારી, રેડ જીવન ઝરાનું વારીરે. પ્રભુ. ૧
સાખી—વરસાવ સજીવ જળધારા, કુંજ લીલી થાય સારી;
રોપેલ રોપફળ આપે અતિ, સ્વાદીષ્ટ લાગે મનહારીરે. પ્રભુ. ૨
સાખી—મે'નત મિથ્યા જાય નહિ, ફળદ્રુપ કર વાડી;
માનવ બળથી નહી બને, કર કૃપાની વૃષ્ટિ તારીરે. પ્રભુ. ૩
સાખી—પવિત્ર આત્મા પામીને, તુજ ગમ ફરે નરનારી;
ખ્રીસ્ત ધ્વજા જગમાં ફરૂકે, જય વિજયનાં નિશાન વાગીરે. પ્રભુ. ૪

---

## ૩૬ વિધવાના દિકરાને સજીવન કર્યો. (લુક. ૭, ૧૧, ૧૭)

( ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો—એ રાગ. )

નાઇન નગરની ભાગળે, આવ્યો ત્રાતા જે વાર;
સામી મળી મરણ પાલખી, કરતા લોકો પોકાર...
..........................મૃત સજીવન ખ્રીસ્ત છે—ટેક. ૧
માતા રોતીને ઝુરતી, ખેદ કરતી અપાર;
પુત્ર પ્યારા અરે કયાં ગયો, મને મુકી આવાર. મૃત. ૨

પુત્ર તણા વિજોગથી, રડતી અબળા નાર;
દયાળુ ઇસુ તે જોઇને, છાની રાખે આ વાર. મૃત. ૩
કેમ કરી પ્રભુ વીસરૂં, હતો એકનો એક બાળ;
હું તો સ્વામિહીણુ વિધવા, હવે કોનો આધાર. મૃત. ૪
ખાંધિયાને ઉભા રાખવા, બોલ્યો સ્વામી દયાળ;
છોડી નાખો તેના બંધીઆ, કરશો નહિ વાર મૃત. ૫
ખાંધીઆને થોભાવીને, દીધું ત્રાતાએ ધ્યાન;
ઠાઠડીને અડકી કહ્યું, ઉઠ અરે જુવાન. મૃત. ૬
વિધવા નારી રાજી થઇ, ઝાલી પુત્રનો હાથ;
મુએલો ઉઠીને ત્યાં બોલ્યો, સર્વ લોકોની સાથ. મૃત. ૭

---

## ૩૭ ભક્તિસુરાની.

( ખડીઓ મારો ખાલી—એ રાગ. )

પ્રભુને જો ભજો, સહનતા વીરા સજો...
..............પોતા તણો વધસ્થંભ ઉચકજો—ટેક.
કાયરનું ન કામ, ચાલે ન તેની હામ...પોતા. ૧
શેતાન શત્રુ સામે, જવાનું લડવા કામે...પોતા. ૨
કાયર મરશે કુટી, ખોળે ન જડે બુટી...પોતા. ૩
ભક્તિ સુરા કરે, પાછાં ડગ ન ભરે...પોતા. ૪
ભક્તિ સ્તેફન તણી, નિહાળો તેની ભણી...પોતા. ૫
ડગ્યો નવ સુરો; થયો પત્થરથી ચુરો...પોતા. ૬
ભક્તિ દાનિયેલ કરતો, માનવથી નવ ડરતો...પોતા. ૭
સિંહોબીલે પુર્યો, પ્રભુને નવ ભુલ્યો...પોતા. ૮
પ્રભુ ઇસુ કેવો, નમુનો તેનો લેવો...પોતા. ૯
મરણ તેણે સહ્યું, તારણ સૌનું થયું...પોતા. ૧૦

---

## ૩૮ અનુપમરીત. (યોહાન ૧૩, ૨-૧૭)

( દીલમાં દીવો કરો દીવો કરો—એ રાગ. )

ખ્રીસ્તીની રીત કેવી રીત કેવી, રૂડો નમુનો લેવા જેવી. ખ્રી. ટેક.
જળ પાત્ર લઇને ઉભો થયો, પગ ધોવા ચેલાઓના ગયો. ખ્રી. ૧
ધોવા બેઠો શિષ્યોના પાય, લઇ રૂમાલ લુંછવા જાય. ખ્રી. ૨
કહે પીતર આશું કહેવાય ! ! ગુરૂ ધોયે અમારા પાય. ખ્રી. ૩
બોલ્યો સ્વામી તેની સંઘાત, તુંતો સમજે ન મારી વાત. ખ્રી. ૪
પગ ધોવા કેમ દેતો નથી; જાણ ભાગ મુજ સાથે નથી. ખ્રી. ૫
ત્યારે પીતર બોલ્યો બોરાય; ધુઓ હાથ માથુંને પાય. ખ્રી. ૬
પગ ધોયા દરેકના જ્યારે; બોલ્યો સ્વામી વચન ત્યારે. ખ્રી. ૭
સેવા કરી તમારી જેમ; કરો એક બીજાને તેમ. ખ્રી. ૮
મારો શીખ માનોતો સારૂં; ધન્ય થશે જીવન તમારૂં. ખ્રી. ૯
“ કેવી રીત અજબ આ કીધી, પોતે કરી બતાવી દીધી. ” ખ્રી. ૧૦

---

## ૩૯ દશમો ભાગ ભુલ્યો.

( મને માયાના કરનારારે—એ રાગ. )

ભુલ્યો ભવમાં માનવ પ્રાણીરે; સેવા દેવની હલકી શું જાણી–ટેક.
સાખી–દશમો ભાગ આપવા, કરેલો કરાર;
તે વચનને ભુલીને, થયો દેવાદાર;
મિથ્યા મોજમજાશું માણીરે, ભુલ્યો ભવમાં માનવ પ્રાણી. સેવા. ૧
સાખી–જગમાં જશ પામવા, કર્યાં ઘણાં કામ;
પરમાર્થ કામમાં, ખરચ્યું નહી દામ;
બની બેઠો થઇ બે ઇમાનીરે, ભુલ્યો ભવમાં માનવ પ્રાણી. સેવા. ૨
સાખી–વરદાન તું વીસરી ગયો, શો દેશે જવાબ,
દશમો ભાગ છે દેવનો, સંતોષ રાખી આપ.
થશે સફળ તારી કમાણીરે, ભુલ્યો ભવમાં માનવ પ્રાણી. સેવા. ૩

---

## ૪૦ હું ખરો દ્રાક્ષવેલો છું (યોહાન. ૧૫)

( રાગ હિંદી–પ્રભુ મારો તો થંભે જડાયો—એ ઢબ. )

પ્રભુ મારો છે દ્રાક્ષનો વેલો; દ્રાક્ષનો વેલો, ડાળી હું છું ચેલો. પ્રભુ. ટેક.
હરેક ડાળીને શુદ્ધ કરનારો; શુદ્ધ કરનારો, માળી બાપ મારો. પ્રભુ. ૧
ફળ વિનાની જે દીશે ડાળી; જે દીશે ડાળી, તેને કાપે માળી. પ્રભુ. ૨
ફળ વાળીને લેછે સંભાળી; લેછે સંભાળી, શુદ્ધ કરી ડાળી. પ્રભુ. ૩
મુજમાં રહો ડાળીની રૂપે; ડાળીની રૂપે, થશો ફળ રુપે. પ્રભુ. ૪
ડાળી વેલાથી દૂર જે હશે; દૂર જે હશે, સુકાઇ તે જશે. પ્રભુ. ૫
સંબંધ રાખો મજ સાથેસારો; મજસાથેસારો, વાતોમારીપાળો. પ્રભુ. ૬
એથી ફળવંત બનશો ડાળી; બનશો ડાળી, આજ્ઞાઓનેપાળી. પ્રભુ. ૭
બાપનોમહિમાતેથી બૌથાશે; તેથી બૌ થાશે, તમપ્રેમ પરખાશે. પ્રભુ. ૮
પ્રીતિ તમોપર કીધી મેં કેવી; કીધી મેં કેવી, રાખો તમે તેવી. પ્રભુ. ૯
હવે જગના તમે તો નથી; તમે તો નથી, દ્વેષ કરશે એથી. પ્રભુ.૧૦

---

## ૪૧ ઇસુ ગુરૂ તારણહાર.

( મજ પાપના ડાગ ધોશે કોણ—એ રાગ. )

મજ મનને શુદ્ધ કરશે કોણ, ઇસુ ગુરૂ તારણહારો;
ભાર કલંકનો લેશે કોણ, ઇસુ ગુરૂ તારણહારો. ૧
વકીલ એ ખરો, તેને જઇ મળો;
વિશ્વાસ તેપર કરો, ઇસુ ગુરૂ તારણહારો. ટેક.
પાપનો દંડ એ ભરનાર, ઇસુ ગુરૂ તારણહારો;
પાપીને છુટો તે કરનાર, ઇસુ ગુરૂ તારણહારો. વકીલ. ૨
મજને ખંડી એ લેનાર, ઇસુ ગુરૂ તારણહારો;
સુખ શાન્તિને તે દેનાર, ઇસુ ગુરૂ તારણહારો. વકીલ. ૩

## ૪૨ ઉત્તમપાળક. (યોહાન ૧૦; ૧૧-૧૮)

( આવોરે સાથીઓ પ્રાર્થનાનો વખત છે—એ રાગ. )

સુણોરે સાથીઓ ઘેટાં પાળક વાણી; ઘેટાં પાળક વાણી, ખરી માનો પ્રાણી. ટેક.
હુંછું ઘેટાંનો પાળક અતિ સારો; પાળક અતિ સારો, જીવ આપું મારો. સુ૦ ૧
વરૂ આવીને ઘેટાંને મારે; ઘેટાંને મારે, ચાકર નહી ઉગારે. સુ૦ ૨
ઘેટાંની હાનિ હુંતો નહી જોઉં; હુંતો નહી જોઉં, જીવ મારો ખોઉં. સુ૦ ૩
બીજાં જે દુર ઘેટાં છે મારાં; ઘેટાં છે મારાં, જુદે વાડે રે'નારાં. સુ૦ ૪
તેઓને સાંથી લાવીશ તાણી; લાવીશ તાણી, સુણશે મારી વાણી. સુ૦ ૫
ટોળું અંતે બધું એક થાશે; બધું એક થાશે, પાળક એક જણાશે. સુ૦ ૬
પાળક તેઓનો હું બહુ પ્રેમી; હું બહુ પ્રેમી, દયાવંત રે'મી. સુ૦ ૭
મુજની ઉપર બાપની પ્રીતિ; બાપની પ્રીતિ, ભરી રે'મ રીતિ. સુ૦ ૮
કારણ કે જીવ આપું છું મારો; આપું છું મારો, પાછો તે ઉઠનારો. સુ૦ ૯
મુજનો અધિકાર છે એવો; અધિકાર એવો, જીવ અર્પી લેવો. સુ૦૧૦

---

## ૪૩ અજાયબકામ. (યોહાન. ૧૧; ૧-૪૪)

( રાગ ગરબી. કોઠી વાઢીને કોઠ ઘાલ્યો—એ ઢબ. )

કીધું અજાયબ કામ; બેથાનીઆમાં......
... ... કીધું અજાયબ કામરે લોલ-- ટેક.
મારથાને મરિયમ બ્હેનો; બેથાનીઆમાં(મા.) ૧
લાજરસ બંધુનું નામ; બેથાનીઆમાં(લા.) ૨
સેવા ઈસુની કરતાં; બેથાનીઆમાં(સે.) ૩
લાજરસ માંદો પડયો; બેથાનીઆમાં(લા.) ૪
ઇસુને બોલાવવા કહ્યું; બેથાનીઆમાં(ઇ.) ૫
સ્વામીજી વ્હેલા આવો; બેથાનીઆમાં(સ્વા.) ૬
મિત્ર તારો માંદો પડયો; બેથાનીઆમાં(મિ.) ૭
સ્વામી આવ્યો તે વાર; બેથાનીઆમાં(સ્વા.) ૮

માર્થી ગઇ ઇસુ પાસે; બેથાનીઆમાં(મા.) ૯
સ્વામી દીલાશો દે'છે; બેથાનીઆમાં(સ્વા.) ૧૦
ઉઠશે તારો ભ્રાત; બેથાનીઆમાં(ઉ.) ૧૧
આવી મરિયમ ઇસુ કને; બેથાનીઆમાં(આ.) ૧૨
રડે છે સ્વામીની પાસે; બેથાનીઆમાં(ર.) ૧૩
લાજરસને કયાં દાટયો; બેથાનીઆમાં(લા.) ૧૪
કબર પાસે લઇ ચાલ્યાં; બેથાનીઆમાં(ક.) ૧૫
'ઇસુ રડયો' તે વારે; બેથાનીઆમાં(ઇ.) ૧૬
કબર પાસે પ્રાર્થના કરી; બેથાનીઆમાં(ક.) ૧૭
લાજરસ ઉઠ આવ બ્હાર; બેથાનીઆમાં(લા.) ૧૮
મૃત માનવ ઉઠી આવ્યો; બેથાનીઆમાં(મૃ.) ૧૯
લોકો અચંબો પામ્યા; બેથાનીઆમાં(લો.) ૨૦

---

## ૪૪ ઘેટાંનું દ્વાર હું છું. (યોહાન. ૧૦; ૧-૯)

( રાગ ગરબી વણઝારી ચાલીરંગ રૂશણે—એ ઢબ. )

પ્રભુ ઇસુ અનુપમ બોધ દે'છે, બોધ દે'છે પોકારી કે' છે...
... ... મારા વ્હાલા, દ્વાર ઘેટાંનું મને જાણજો— ટેક. ૧
જે દેવનું મંડળ એ વાડો; એ વાડો, મેળાપ છે ધા'ડો...મારા. ૨
બારણે થઈ વાડામાં ન પે'શે; ન પે'શે, ચોર તેને કે'શે...મારા. ૩
પણ બારણે થઇને જે આવે; જે આવે, તે પાળક કા'વે...મારા. ૪
દરવાન તેને સારૂં ઉઘાડે; ઉઘાડે, પાળક પે'શે વાડે...મારા. ૫
સૌ ઘેટાં સમજે પાળક વાણી; પાળક વાણી, તવ લેછે જાણી...મારા. ૬
નામ લઇને પાળક બોલાવે; બોલાવે, ને બ્હાર આવે...મારા. ૭
ચાલે આગળ પાળક પૂંઠે ઘેટાં; પૂંઠે ઘેટાં, પડે નહી છેટાં...મારા. ૮
પારકાની પાછળ એ ન જાવે; ન જાવે, નાશીને આવે...મારા. ૯
લોકો સમજ્યા નહિવાતો જ્યારે; વાતો જ્યારે, બોલ્યો નાથ ત્યારે...મારા. ૧૦

હુંતો ઘેટાંનું દ્વાર છું ખરૂં; છું ખરૂં, રક્ષા તેથી કરૂં...મારા.૧૧
મજ થકી જો કોઇ આવી પે'શે; આવી પે'શે, તારણ પામી લેશે...મારા.૧૨

## ૪૫ પ્રેરિતોનાં કાનુન.

( રાગ ગરબી—રામ લક્ષ્મણ બે બંધવા—એ ઢબ. )

સુણો ઇસુના અનુયાયો, વિશ્વાસ નામું;
માન્ય થઇ વિશ્વાસે જે વાતોરે, કરાર નામું. ટેક.

સર્વ સમર્થ ઇશ્વર પિતા (વિ.) આકાશ તથા પૃથ્વીનો સ્રજનારરે(ક.) ૧
ખ્રીસ્ત છે તેનો દિકરો (વિ.) જાણું છુ મારો તારણ હારરે(ક.) ૨
પવિત્ર આત્માથી ગર્ભે રહ્યો(વિ ) મરિયમ કુંવારીથી જન્મ્યો ખ્રીસ્તરે(ક.) ૩
પીલાતથી દુઃખ વેઠયું છે(વિ.) મુઓ તથા દટયો મજ ખ્રીસ્તરે(ક.) ૪
ત્રીજે દિવસ એ ઉઠયો છે(વિ.) ચઢી ગયો આકાશની માંયરે(ક.) ૫
દેવ પાસે એ બેઠો છે(વિ ) પાછો આવશે ન્યાયી કરવાને ખ્રીસ્તરે(ક.) ૬
આરે બધાને માનું છુ (વિ.) જન્મ દાતા પોતે જે છે બાપરે (ક.) ૭
પવિત્ર સાર્વત્રિક મંડળી (વિ.) પવિત્રોના મિલાપની વાતરે (ક.) ૮
પાપો તણી માફી માનું (વિ.) શરીરોના પુનરૂત્થાનની વાતરે (ક.) ૯
સર્વ કાળિક જીવન માનું (વિ.) કબુલ કરૂ મહિમાવાન સૌ વાતરે (ક )૧૦

## ૪૬ જવાબદારી ( માથ્થી ૨૫, ૧૪-૩૦ )

( રાગ. ગરબી—વાડી ફુલીને ફુલ્યો કેવડોરે લોલ—એ ઢબ. )

જવાબદારી સૌના શિર છે રે લોલ, સાંભળો તે વિષે વાતરે...
..........................લેખાં કિર્ત્તાર આવી માગશેરે લોલ. ટેક.
શેઠ એક નીજ ધામથીરે લોલ; દૂર દેશાવર જાયરે...લેખાં. ૧
સોંપી સંપતિ તેના દાસનેરે લોલ; વહીવટ કરવા કાજરે...લેખાં. ૨
પે'લાને પાંચ તાલંત આપ્યાંરે લોલ; બીજાને આપ્યાં બે લાવીરે.લેખાં ૩
ત્રીજાને એકજ આપ્યુંરે લોલ; કરવા વાણુજ વે'પારરે...લેખાં ૪

પાંચ લેનારે પાંચ મેળવ્યાંરે લોલ; બીજો કમાયો બેનાં ચારરે.લેખાં ૫
ત્રીજાએ દાટયું ભોંયમાંરે લોલ; ગુમાવી બેઠો લાભરે...લેખાં. ૬
લાંબી મુદ્દતે શેઠ આવ્યોરે લોલ; માગ્યો હિસાબ તેડીધામરે.લેખાં ૭
એકે કહ્યું કમાયો પાંચ હુંરે લોલ; બીજો લાવ્યો બેનાં ચારરે.લેખાં ૮
શેઠ શબાશી બોલ્યોરે લોલ; વિશ્વાસુ સેવક તમરે...લેખાં ૯
થોડામાં વિશ્વાસુ થયારે લોલ; ઘણા પર ઠરાવીસરે...લેખાં ૧૦
ત્રીજા સેવકને શેઠે કહ્યુંરે લોલ; કમાણી તારી દેખાડરે...લેખાં ૧૧
મેંતો સ્વામી નથી મેળવ્યુંરે લોલ; દાટી મૂકયું ભુમિમાંયરે...લેખાં ૧૨
ગુસ્સે થઇને શેઠ બોલ્યોરે લોલ; ઉપજાવવા આપ્યું દ્રવ્યરે.લેખાં ૧૩
આળસુ ભુંડા તેં આ શું કર્યુંરે લોલ; ખાતે આવી જોને ખોટરે.લેખાં ૧૪
વીરા જગમાં જોઇ ચાલજોરે લોલ; કરો સુકૃત કમાઇરે...લેખાં ૧૫

---

## ૪૭ અંતનો ન્યાય ચૂકાદો. ( માત્થી. ૨૫, ૩૧-૪૬ )

( ગરબી. રાગ ઉપરના ગીતને મળતો. )

મોટા વૈભવે ઇસુ આવશેજીરે; ન્યાય કરવા નકલંક નાથરે...
........................... સાર્થક કરો જીવનને જીરે—ટેક.
દીવ્ય સિંહાસન બેશશેજીરે; દુતોનું સૈન્ય લઇરે...સાર્થક. ૧
મૃત માનવ ઉઠી આવશેજીરે; અવિનાશી બદલાશે રૂપરે.સાર્થક. ૨
જમણી બાજુ ન્યાયો જશેજીરે; ડાબીગમ ભુંડા માટરે...સાર્થક. ૩
"ન્યાયોને સ્વામી આવો કહેજીરે; વારસો લ્યો આ તમરે"...સાર્થક. ૪
બદલો અનુપમ તમ તણોજીરે; મારી સેવાનું ફળરે...સાર્થક. ૫
ભુખ્યોજાણી ભોજન આપ્યુંજીરે; તૃષોજાણી પાયું નીરરે...સાર્થક. ૬
રાખ્યો પરાણો વસ્ત્ર આપ્યાંજીરે; માંદોજાણી આવ્યા તમરે.સાર્થક. ૭
ન્યાયો ત્યારે બોલી ઉઠશેજીરે; કયારે કર્યું અમે આમરે...સાર્થક. ૮
સ્વામી ત્યારે ઉત્તર આપશેજીરે; પ્રગટ કરશે મર્મરે...સાર્થક. ૯
"સૌથી નાંનાની સેવા કરીજીરે; કીધું એ મજને માટરે"...સાર્થક. ૧૦

ભુંડા લોકોને જાઓ કહેજીરે; મારી ન કરી સાંયરે...સાર્થક. ૧૧
ભુખ્યો તરશો જ્યારે હું હતોજીરે; માંદો પરાયો જે વારરે...સાર્થક ૧૨
સ્વામી તને એવો ન જોયોજીરે; ભુખ્યો તૂંપો કોઇ વારરે...સાર્થક. ૧૩
પ્રભુ ત્યારે બોલી ઉઠશેજીરે; બીજાને ન કર્યું તેમને...સાર્થક. ૧૪
માટે દુ:ખ તમે ભોગવોજીરે; સદા નર્કની માંયરે...સાર્થક. ૧૫
ન્યાય ચૂકાદો સૌ જાણજોજીરે; "હાલના જીવન પરરે"...સાર્થક ૧૬

# લગ્નનાં ગીતો.

## ૪૮ સગાઇ વખતે ગાવાનું ગીત.

( રાગ ધોળ—જાન જનાવરની મળી—એ ઢબ. )

ધન્ય ધન્ય દીન આજનો, અતિ આનંદ કારી;
ભલે આવ્યા ખ્રીસ્તાચારીઓ, લઇ સગાઈ સારી—ટેક.
સગાઈ સગપણ કરતાં, શીખો શીખામણ સારી;
ખ્રીસ્તના સદ્ગુણો ગ્રહીને, દેશો દુરગુણો ટાળી. ધન્ય. ૧
પ્રીતિ તેની પહેલાં પારખો, કેવી પરોપ કારી;
આપણે એવી રાખવી, સગાઈ કરીને સારી. ધન્ય. ૨
રાંકપણું તેનું નિરખી, બીજી નમ્રતા શિખો;
ક્રોધ રીસને સમાવવા, તજો સ્વભાવ તીખો. ધન્ય. ૩
દયાવંત તેને દેખીને, દીલ દયાળું કરવું;
દુખિતોનાં દુ:ખ ભાગવા, ભલુ કરતા ફરવું. ધન્ય. ૪
ક્ષમાવંત તેને જોઇને, આપણ તેવાજ થાઓ;
પર ગુન્હા માફ કરતાં, આચકો નહિ ખાઓ. ધન્ય. ૫
સહનતા તેની જોઇને, સૌનું સહન કરવું;
મરદાઈ લોકો ન ગણે, એથી દીલમાં ન ડરવું. ધન્ય. ૬

ઘણા ગુણો છે ખ્રીસ્તના, કહેતાં આવે ન પાર;
પ્રીતિમાં સર્વ સમાય છે, બધા ગુણોનો સાર. ધન્ય. ૭

## ૪૯ જાનને લેવા જતાં ગાવાનું ગીત.

( રાગ ધોળ—ભાવના ભુખ્યા ભુદરો, જે હોય તે લાવો—એ ઢબ. )

ચાલોને સરખી સાહેલીરે, વરને વધાવા જઇએ;
રેલ આનંદની રેલીરે, વરને વધાવા જઇએ.—ટેક.
પે'રો પટોળાં પ્રેમનાં, વરને વધાવા જઇએ;
શોભે આભુષણ રે'મનાં, વરને વધાવા જઇએ. ચાલોને. ૧
ઘાલો ઘરેણાં સાચનાં, વરને વધાવા જઇએ;
સર્વને શોભે અતિ ઘણાં, વરને વધાવા જઇએ. ચાલોને. ૨
જ્ઞાન દીપક હાથે ઝાલો, વરને વધાવા જઇએ;
પુષ્પ પ્રીતિનાં લઈ ચાલો, વરને વધાવા જઇએ. ચાલોને. ૩
ગાઓ ગીતો ઇસુ નાથનાં, વરને વધાવા જઇએ;
વાજીંત્રો વાગે વિધ ભાતનાં, વરને વધાવા જઇએ. ચાલોને. ૪
તન મન ધનનું અર્પણ લેજો, વરને વધાવા જઇએ;
સ્વામી ઇસુને અર્પી દેજો, વરને વધાવા જઇએ. ચાલોને. ૫

## ૫૦ જાનને લઇને આવતાં ગાવાનું ગીત.

( રાગ. ધોળ—જાગો જાગોરે, મારાં ઉજમાળાં બેનીક—એ ઢબ )

ભલે ભલેરે, પધાર્યા વર રાજા કે, વાણેલાં ભલાં વાયાંરે—ટેક.
લાવ્યા લાવ્યારે, સગા સાથીઓ ઝાઝા કે, વાણેલાં ,, ,, ૧
ધન્ય ધન્યરે, ધન ભાગ્ય અમારૂં કે, વાણેલાં ,, ,,
નીરખ્યું નીરખ્યુંરે, સુંદર મુખડું તમારૂં કે, વાણેલાં ,, ,, ૨
જોતાં જોતાંરે, વર રાજાની વાટ કે, વાણેલાં ,, ,,
તલખે તલખેરે, તન મળવાને માટ કે, વાણેલાં ,, ,, ૩

આજે આજેરે, શુભ થયું સૌ કામ કે, વાણેલાં ,, ,,
મળી મળીરે, સર્વ કરીએ સલામ કે, વાણેલાં ,, ,, ૪
દેજયો દેજયોરે, ઇશ આશીશ દેજયો કે, વાણેલાં ,, ,,
લેજયો લેજયોરે, રોજ સંભાળ લેજયો કે, વાણેલાં ,, ,, ૫

---

## ૫૧ દેવળમાં જતાં ગાવાનું ગીત.

( રાગ. ઘોળ—તોપ પડે રંગ મ્હેલમાં રે—એ ઢબ. )

વર ચાલ્યો વહુ વરવારે....................
જાન સારી શોભાય, વરરાય તારા લગ્નમાંરે—ટેક.
પિતા વિના સાથી, શોભશેરે.............
પિતા વિશ્વાસ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૧
માડી વિના સાથી, શોભશેરે.............
માડી પ્રીતિ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૨
બંધુ વિના સાથી, શોભશેરે.............
બંધુ આનંદ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૩
ભાભી વિના સાથી, શોભશેરે.............
ભાભી ભલાઈ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૪
બેની વિના સાથી, શોભશેરે.............
બેની શાન્તિ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૫
મિત્રો વિના સાથી, શોભશેરે.............
મિત્રો સદ્‌ગુણ લેજે સાથે, વરરાય તારી જાનમાંરે. વર. ૬

---

## ૫૨ જગતના દ્રવ્ય વિષે. ( માત્થી. ૬; ૧૯–૩૪ )

( રાગ. ઘોળ—દેવે નરનારીનું જોડું જોડીયું—એ ઢબ. )

ધન આકાશમાંરે ભેગું કરો.........................
ભેગું કરો, આત્મિક દ્રવ્ય ભરો; સ્વામીનું શિક્ષણ સાંભળો. ટેક.

કાટ કીડાથી હાનિ ત્યાં નવ થાય; નવ થાય, ચોર ચોરી ન જાય. સ્વા. ૧
ધન આ જગનું બહુ દુ:ખકારી; દુ:ખકારી જોખમ અતિ ભારી. સ્વા. ૨
ધન દેખીને મન મોહિત થાય; મોહિત થાય, પ્રભુને ભુલાય. સ્વા. ૩
દેવને દ્રવ્યની સેવા નહિ થાય; નહિ થાય, બન્ને ચુકાય. સ્વા. ૪
ચિંતા જીવને સારૂ તમે નહી કરો; નહી કરો, મુંઝાઇ ન મરો. સ્વા. ૫
પક્ષી ના વાવે ને ના કાપે; ના કાપે, છતાં પ્રભુ આપે. સ્વા. ૬
નહી કરો ફિકર તમે તન તણી; તન તણી, જુઓ વૃક્ષભણી. સ્વા. ૭
જગ વાનાં શોધે છે જગિકો; જગિકો, વિશ્વાસ ન જરીતો. સ્વા. ૮
'તમે શોધો પહેલાં દેવનું રાજ'; દેવનું રાજ, શુભ વાનાં કાજ. સ્વા. ૯
ચિંતા આવતી કાલની નહી કરો; નહી કરો, ધીરજ મન ધરો. સ્વા.૧૦

---

## ૫૩ તારણરૂપી ભોજન. (લુક ૧૪; ૧૬–૨૪.)

(રાગ. ધોળ—ગુલાબ વાડી ચોટા વચ્ચે રોપીરે--એ ઢબ.)

તારણરૂપી ભોજન આવી ખાઓરે, અવસર ફરી આવશે નહી આવોરે ટેક.
ભોજન વિષે કહી ઇસુએ વાતરે; જમણ કોઇએ કીધું ભલીભાતરે. તા. ૧
જમણ બધું તૈયાર થયું જ્યારેરે; તેડ્યા ન્હોતરેલાઓને ત્યારેરે. તા. ૨
બ્હાનાં કાઢયાં લોકોએ તે વારેરે; નાનાં કારણ દેખાડીને ત્યારેરે. તા. ૩
એકે કહ્યું ખેતર જોવા જાવુંરે; માફ કર શી રીતે હું આવુંરે. તા. ૪
બીજે બ્હાનું બતાવ્યું તે વારેરે; જાઉં ધોરી પારખવાને મારેરે. તા. ૫
ત્રીજે કહ્યું પરણી આવ્યો નારીરે; માફ કર લાચાર આ વારીરે. તા. ૬
દાસ ગયો પાછો ધણી ઘેરરે; કહ્યું બ્હાનાં કાઢે સૌ આ પેરરે. તા. ૭
ઘરધણી બોલ્યો ગુસ્સે વચનરે; તેડી લાઓ આંધા ઠુંડા જનરે. તા. ૮
ઘર એથી ભરાઇ જાય મારૂંરે; ન્હોતરેલા ચાખશે નહીં વાળુંરે. તા. ૯
ઓ તા કોઇ ન્હોતરૂં ન તુચ્છકારોરે; ભોજન તારણ તણું સ્વીકારોરે. તા. ૧૦

---

## ૫૪ જગતમાં બે માર્ગ છે. (માત્થી. ૭; ૧૩-૧૪)

(રાગ. ધોળ--શકન જોઈને સંચરજોરે--એ ઢબ.)

માર્ગ જોઈને ડગ ભરજોરે; પંથ પો'ળો મુકી સાંકડે વળજોરે. ટેક.
પો'ળા પંથમાં જે જન ચાલેરે; તેઓને નાસમાં એ પો'ચાડેરે. મા. ૧
સુલભ જાણીને જે હાલ ચાલેરે; આખરે બુરા થશે તેના હાલરે. મા. ૨
એતો પોંચાડે નર્કની માંયરે; સદા કાળનું દુઃખ છે ત્યાંયરે. મા. ૩
સાંકડા પંથની વાત છે ન્યારીરે; દુઃખ વેઠી ચાલજો નરનારીરે. મા. ૪
પોંચાડે એતો સ્વર્ગની માંયરે; સદા કાળનું સુખ છે ત્યાંયરે. મા. ૫
માટે પંથ સાંકડો પસંદ કરજોરે; શીખ સારી ઉરમાં ધરજોરે. મા. ૬

---

## ૫૫ ભવિષ્યનાં ચિન્હો (માત્થી. ૨૪; ૪-૨૮)

(રાગ. પદ—એવો એક દીનરે હો, એક દીન એવો આવશે--એ ઢબ).

પ્રભુ ઈસુરે હો, ઈસુ મુખેથી ઉચર્યા...
કહે ભવિષ્ય વાત, વસમી વેળાનાં ચિન્હો...
સિદ્ધ રહો ભ્રાત, છેલ્લો કાળ એવો આવશે. ૧

ત્યારે જુઠારે હો, જુઠા બોધકો ઉભા થશે,
ધરશે મારૂં નામ, તમોને ભુલાવવા કારણે...
કરશે અદ્‌ભુત કામ, છેલ્લો કાળ એવો આવશે. ૨

ત્યારે સાંભળશો હો, ચોગમ વાતો યુદ્ધની,
એક બીજા વિરૂધ, રાજા પ્રજા ઉલટી થશે...
ચાલશે ભારે યુદ્ધ, છેલ્લો કાળ એવો આવશે. ૩

ત્યારે દુકાળરે હો, એક પછી બીજો આવશે.
થશે મરકી તે વાર, ધરતી અતિશે કાંપશે...
દુઃખતણો નહી પાર, છેલ્લો કાળ એવો આવશે. ૪

એવી વીપતિરે હો, વીપતિ શહેશે મારે નામે,
લોકો કરશે તમ દ્વેશ, દુઃખ દઇને મારશે...
દયા કરશે નહીં લેશ, છેલ્લો કાળ એવો આવશે. ૫

ત્યારે ઘણારે હો, ઘણા જન ઠોકર ખાઇ જશે.
પ્રીતિ થશે બહુમંદ, અન્યાય વધશે અવનીમાં...
કરશે લોકો કુછંદ, છેલ્લો કાળ એવો આવશે. ૬

ત્યારે ઉજડને હો, અમંગળતા અતિ વ્યાપશે.
તે દીવસો માંય, પવિત્ર શહેર મંદિર તણી...
હાનિ થશે બહુ ત્યાંય, છેલ્લો કાળ એવો આવશે. ૭

ત્યાર પછીરે હો, જુઠા ખ્રીસ્ત આવશે.
ચમત્કારોની સાથ, રવિ ચંદ્ર અલોપ થશે...
તારા ખરશે એ પ્રાત, છેલ્લો કાળ એવો આવશે. ૮

ત્યારે રણશીંગડાં હો, રણશીંગડાં બહુ વાગશે.
ભેગા થશે નીજ સંત, "નકલંક રાજા પધારશે"...
કરો પ્રાર્થ રાખી ખંત, છેલ્લો કાળ એવો આવશે. ૯



# ધન ઉડાઉ દિકરાનું આખ્યાન.

**ઉપદેશક:**—અત્રે પધારેલા સર્વ સજ્જનોને જોઈ હું બહુ રાજી થયો છું. જે હેતુથી–અત્યારે ધન ઉડાઉ દીકરાનું આખ્યાન કરવા ધાર્યું છે, તે સફળ નીવડે એમ છે. કારણકે, કેવળ પૈસા નહિ કે ઉદર નિર્વાહ નહિ. પણ જુવાનીની ખોટી સોબત, માબાપનું કહ્યું ન કરવામાં નુકશાન, તેમજ દુષ્ટ મિત્રોથી, દારૂથી, તથા વેસ્યાસ્ત્રીથી–થતી ખરાબી અને પડતું દુઃખ, આખરે ખરો પસ્તાવો કરવાથી ને પોતાની બુદ્ધિ સુધારવાથી થતો ફાયદો વગેરે આબેહુબ પ્રત્યક્ષ બતાવી દેવનો પ્રેમ કેટલો મોટોને અધિક છે તે સમજાવવાનો હેતુ અમારો મુખ્ય છે, તે પરમ હિતેચ્છુ પરમેશ્વર સિદ્ધ કરે, એવી પ્રાર્થના હાલ આપણે સૌ કરીશું.

---

૫૬ **ઇશ્વરસ્તુતિ–ગીત.**

( વિભુ સદ્બુધ્ધિ નીત્ય આપજે—એ રાગ. )

**સર્વપાત્રો:**–વિભુ વીનતિ શુણ અમારી; કર રે'મની દ્દષ્ટિ તારી. ટેક.

તુજ પાયાસન પાસે આવી; વીનવીએ આ વારી. વિભુ. ૧
કાપ પાપ આપ ઓ સ્વામી; સ્થિતિ પતિત હમારી વિભુ. ૨
ઉલટ ભેર આખ્યાન કરવા; સફળ કર તૈયારી. વિભુ. ૩
શ્રોતા જન લે અનુભવમાં; અદ્‌ભુત પ્રીત તમારી. વિભુ. ૪
વાંચે વિચારે ગાય કે સુણે; લાભ કર તેને ગુણકારી. વિભુ. ૫
હિંદ તણા સર્વે ભાગમાં; ઈસુના થાય અનુસારી. વિભુ. ૬
વિમળ કરજે આખ્યાન કૃતિ; નિર્મળ આપી મતિ તારી. વિભુ. ૭

---

# વિભાગ પહેલો.

## ( ઉડાઉ દીકરાનો પ્રવેશ–સ્થળ પિતાનું ઘર. )

૫૭ સોરઠો.

દેહ નગરમાં ઓળખો, મનરાય મુજ નામ;
પ્રેમરાય પિતા પ્રભુ, સુખ શાન્તિ નીજધામ.

અહો ? ? ? મારા પિતાની પુંજી ઘણી છે, પણ મારે તો ખપમાં આવતી નથી.

૫૮ રાગ કેરબો–વારી જાઉંરે સાંવરીઆ—એ ઢબ.

મારા મનના મનોર્થ મનમાં, રહી જાય છેરે.. ટેક.
પૈસાથી બહુ માન મળે છે, નાના મોટા સન્માન કરે છે;
ધન થકી તો ધાર્યું કામ થાયરે છે...કામ... મારા. ૧
પૈસાથી મ્હેલ પૈસાથી હેલ, પૈસાથી ગાડી કે વે'લ;
પૈસાથી તો મોજ મઝા કરાય છેરે...ક... મારા. ૨

---

૫૯ **ઉડાઉ મનરાયના ત્રણ મિત્રો.**

( દાસ ઉપરે દયા લાવોરે—એ રાગ. )

**મેલરાયઃ**—કેમ ઉદાસી થયો છેરે, મિત્ર મારા...
... ... ... કેમ ઉદાસી થયો છેરે— ટેક.
મળવા અમો આવતા જ્યારે, હેતથી બોલાવતો ત્યારે;
આજ શાથી મુંગો તું રહ્યો છેરે...... મિત્ર મારા. ૧
કરમાયું છે મુખડું તારૂં, દેખી દીલ દાઝે મારૂં;
નીરાસ તું શાથી થઇ ગયો છેરે...... મિત્ર મારા. ૨

---

અરે મિત્ર મનરાય શા વિચારમાં પડયા છો, અમને કહો તો ખરા ?

**મનરાય**—જે વાત તમે તે દિવસ મને કહી હતી, તેજ વિચારમાં છું.

શાંખરાય—અમે તો બહુ વાર તને ભાગ માગીને મોજશોખ કરવાનું કહ્યું છે.

મૂર્ખરાયઃ—જો માન પાનને સન્માન મેળવવું હોય તો હમણાંજ સમય છે. કારણકે...

---

૬૦ ( મુજરા હૈ મેરા ઉસકા ને—એ રાગ. )

વેગે વીતી જાય જીંદગી, પછીથી નહી બને;
સમજરે સમજરે ખરૂ કહું તને...વેગે— ટેક.
મેલી મંદીર માળિયાં, જવાનું તો થશે;
મન તણા વિચાર મનમાં રહી જશે... વેગે. ૧
દુનિયાંમાં તું નિહાળને, આનંદ જો કેવો;
રંગ ભોગને ભોગવી મઝા માણી લેવો... વેગે. ૨
પિતાની પાસે જઈને, માગી લે તારો ભાગ;
દોલત દામ લઈને, કર ઘરનો ત્યાગ... વેગે. ૩

---

૬૧ ( જાઉં જાઉં જાઉંરે મારે જંગલ તજીને—એ રાગ. )

મનરાયઃ—જાઉં જાઉં જાઉંરે, પિતા પાસે હું જાઉં;
લાવું લાવું લાવુંરે, ભાગ માગીને લાવું— ટેક.
સાખી–મિત્રોએ મુજ લાભમાં, આપી સારી સીખ;
દુનિયામાં રંગ ભોગ છે, ભોગવ તું ખચીત;
માટે પિતા પાસે જાઉંરે, ભાગ આપે તો ખાઉં. જાઉં.

---

## ૬૨ સ્થળ-પિતાનો ઓરડો.

( ગારી ગોવરધન માગુ સરણુ તમારૂ—એ રાગ. )

પ્રેમી પિતાજી સુણો, અરજ છે મારી;
અરજ છે મારી, કહું છું પોકારી. પ્રેમી—ટેક.

કરજોડી તમ પાયે લાગુ, પિતા આજ ભાગ માગુ;
લો, ઉર ધારી મારી, વીનંતિ સ્વીકારી... પ્રેમી. ૧
પુંજી વેંચી ભાગ પાડો, આપો હિસ્સો મને મારો;
માનું મેં'રબાની પિતા, સ્તુતિ ઉચારી... પ્રેમી. ૨

---

૬૩ **પ્રેમરાય પિતા.**

સોરઠો.

આ શહેરનો શેઠિયો, પ્રેમરાય મુજ નામ.
મારી આજ્ઞામાં રહે, સુખ પામે તમામ.

---

**મનરાય**:—બાપ મિલ્કતનો જે મારો ભાગ આવે તે મને આપ.

---

૬૪ ( ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ મહારાજ—એ રાગ. )

પિતા:-આશું ! વદે છે મનરાય મારા, ડરતો નથી તું દીલમાં જરી;
લાડ લડાયું જેમ મેં ઝાઝુ, તેમ ગયો શું માથે ચઢી— ટેક.
ખાવા પીવાનું તારે શું દુઃખ, અસંતોષી મન સાથી થયું;
સાંભળી મુજને દુઃખ લાગે છે, ભાન તારૂં ક્યાં ગયું. આશું ! ૧
જુદો થવાને ભાગ શું માગે, મારી સાથે રે' નીત;
જે જે મારૂં ગણાયલું તે, તારૂ જાણી લે વીત. આશું ! ૨

---

માન મનરાય મારૂ, ધન હરી લેશે કોઈ તારૂ, માટે સમજે તો સારૂ.

**મનરાય**:—ના, પિતાજી ના, શું કહુ અતિ, ભાગ લીધા વિના આજ ખાવાનો નથી.

**પ્રેમરાય**:—નોકર નગરમાંથી ડાહ્યાચંદ ને શાણચંદ વડીલોને બોલાવો.

**નોકર**:—ઠીક હાલજ જાઉ, ને બોલાવી લાવું, ત્યારેજ આવું.

---

૬૫ ( વાહ વાહરે દેવાણું—એ રાગ. )

**વડીલોઃ**-ફરમાવો અમો આવ્યા, શા કામે અહીં બોલાવ્યા. ટેક.
દીલ તમારૂ દીલગીર દેખુ, પ્રેમરાય તમારૂ.
શું માથે સંકટ આવ્યુ છે, જણાવો તો સારૂ. ફર૦

**પ્રેમરાય**-હઠીલો ફિતુરી દીકરો, માને કહ્યું નહી મારૂં;
મિલ્કતનો ભાગ માગે છે, સમજાવો' તો સારૂં. ફર.

---

**ડાહ્યાચંદ**—ઠીક, તેને આપુ સારી શીખ, જરા બતાવીને બીક.

---

૬૬ નવ કરશો મત્સર ખોટો—એ રાગ.

નહિ રે'શે આ રંગ રાતો..........ટેક.
જર જોરૂ કે જોબન જોઈ, મદન મન ના થાતો;
વીતી જશે મનરાય પળમાં, સ્વપ્ન સુખ છે આતો. નહિ. ૧
મોહિત વાનાં જગનાં જોઈ, લોભથી ના લલચાતો;
હઠ મુકી દે મનરાય તારી, છત જોઈના છલકાતો. નહિ. ૨

---

**મનરાય**—સુણી સુણી તમારી વાત, જાઓ અહીંથી તમે ભ્રાત.

**શાણાચંદ**—ડાહ્યાચંદ, સુખ શું છે, તે દુઃખનો અનુભવ થયા વિના, એ સમજશે નહિ.

**ડાહ્યાચંદ**—ઠીક ત્યારે, આપણે જે ન્યાયી કર્યો છે. તે પ્રમાણે ધનમાંથી ત્રીજો ભાગ આપો.

**મનરાય**—હેં હેં, એ શું!! બોલ્યા ભ્રાત, ખોટી કરો છો પંચાત.

---

૬૭ ( જુઓ કેવો કઠીન કાળ-એ રાગ ).

**શાનો કર્યો છે ન્યાયી, ખરો ઇન્સાફ ડુબાવ્યો અન્યાયમાં—ટેક.**
**ખડો ખેતર ઘર બાગ, પાડો ઢોરમાંથી ભાગ;**
**હુતો માગુ અર્ધો ભાગ, બધાયમાં......હુતો............ શાનો.**

**ડાહ્યાચંદ**—નથી સમજતો લગાર, તને સમજાવ્યો બહુવાર:
ખોટું બોલે છે બધું, મૂર્ખાઇમાં...ખોટું...... શાનો.

---

**શાણાચંદ**—જો, પુર્નિયમ, ૨૧ કલમ લાગુ કરી મિલ્કતનો ત્રીજો
ભાગ તને આપું છું તે લે.

**મનરાય**—ઠીક ત્યારે, લાવો મહેરબાન, રાખુ તમારૂ પણુ માન.

**પ્રથમ-સ્થાન.**

**મનરાય**—મિત્રો ભાગ લાવ્યો આજ, ચાલો મોજ કરવા કાજ.

---

૬૮ ( જોઈ દીપાગ્નુંને—એ રાગ. )

**શંખરાય**—ભલું થયું શુભ કામ, મિત્ર લઇને આવ્યો દામ;
લઇને આવ્યો દામ, મોજ માણીએ તમામ—ટેક.
મન માને તેવી ખુબ, મોજ શોખ કરીએ;
વતન છોડીને ચાલ, દેશાવર ફરીએ. ભલું. ૧
પિતાને તજીને કર, મોજ મઝા બેશ;
ચાલ જોવા જઇએ, એક મનોહર દેશ. ભલું. ૨

---

**મનરાય**—ઠીક મિત્રો ચાલો, તમો પણુ મોજ મહાલો.

---

## ૬૯ પિતાનો વિલાપ.

( ખુને જીગરકા પ્રીતિ હું—એ રાગ. )

**દુ:ખી પિતા**—મુકી મનરાય મુજનેરે, અહીંથી કયાં ગયો—ટેક.
નથી કહ્યું કડવું વચન, નથી દુખાયું તારૂં મન;
આશું ? સુજ્યું ઓતન, મજ સાથે ન રહ્યો. મુકી. ૧
તુજ ઉપર મારો પ્યાર, લાડીલા વ્હાલા બાળ;
છોડી ગયો ઘરબાર, કહ્યામાં ના રહ્યો. મુકી. ૨

શોધીસ દીન રાત, જોઇશ તારી વાટ;
ક્યારે આવે તું હાથ, ગજબ શો થયો મુકી. ૩

---

અરે વ્હાલા તન, તેં દુખાવ્યું મારૂં મન, નથી ભાવતું મને અન્ન.

---

૭૦ પ્રેમરાયને તેનો મિત્ર દીલાશો દે છે.

( ગજલ. તાલ-દીલદાર યાર પ્યારે—એ રાગ. )

સંતોષરાય-સમય આપે ઈશ જેવો, રાજી થઇ શિર લેવો—ટેક.
હર્ષ કદી ઉભરાય, વા, શોકનો કદી વાય;
સુખ દુઃખ આવેને જાય, આવકાર ખુશીથી દેવો. સમય. ૧
પળમાં ધનવંત કાવે, પળમાં ગરીબાઇ આવે;
ચઢતી પડતી થાવે, સંતોષ ઉરમાં લેવો. સમય. ૨
વાદળાં દુઃખોનાં કાળાં, આવે ચઢીને ધા'ડાં;
વીખરાય પણ જનારાં, સમો સમજો એવો. સમય. ૩
હશે જય જશ પોકારો, હશે હાનિ નીંદાનો વારો;
રે'શે નહી એવો દા'ડો, બનાવ પ્રભુનો એવો. સમય. ૪
થશે મિત્રોનો મીલાપ, થશે વ્હાલાંનો વીલાપ;
વીસરો નહી પ્રભુ બાપ, સમય ગમે હોય તેવો. સમય. ૫

---

કહેવત છે કે, મરી જાય બળી જાય ને ઢળી જાય તે પાછું ન આવે પણ.
ખોવાયલો પાછો આવશે, માટે પ્રભુને આધિન થાવ, ને ચાલો મિત્ર ખાવ.

# વિભાગ બીજો.

## સ્થળ-પરદેશ.

૭૧ ( પ્યારી પ્યારી રસીલીરે—એ રાગ. )

શંખરાય—જુઓ જુઓ મનરાયરે, આતો આવ્યો દુરદેશ;
મેલરાય—જાને જાને બજારમાંરે, મોજ શોખ કરવા એશ.
મૂર્ખરાય—લાવો લાવો મનરાયરે, પૈસા તમે આપો મને.
મનરાય—લેને લેને આ પૈસારે, વ્હાલા મિત્ર આપું તને.
મૂર્ખરાય—આપો આપો શેઠજીરે, દારૂ લેવા આવ્યો હુંતો.
શેઠજી—ભલે ભલે લઇ જાઓરે, પૈસા હાલ આપ તું તો.
મૂર્ખરાય—પીઓ પીઓ આ દારૂરે, લ્હેજત પામવાને સારૂં.

---

મનરાય—અહો ! તારા ગુણ, તેં તો બદલ્યું મારૂ નુર.

---

૭૨ ( વાહરેજી વાહરેજી—એ રાગ. )

ઉડાઉ-વા'રેજી વા'રેજી વા'રે વા'વા, આનંદનો દીન આજ છે હા-ટેક.
લે, પૈસા મિત્ર મિઠાઇ તું ખા, નવા મિત્રો કરી પીવાકું ચાહ. વા. ૧
હે મનસુબા ઇચ્છે ત્યાં તું જા, રંગ ભોગ ખુબ ભોગવવા હા. વા. ૨
લે,પૈસા વેસ્યા નારી લઇ જા, પ્યારી આવીને પ્રીતિ રસ પા. વા. ૩

---

સિપાઈ—અબે ગંડુસ એ કયા ભિબસ્ત કહા ?
ઉડાઉ—તે...તે...તેરા ચલે તો હમકું માર ડાલિયો.
સિપાઈ—અબી તેરા શિર તોડ ડાલું; ચલ થાણેમાં.
ઉડાઉ—જ...જ...જમાદાર, લો, પેંસે ચાહ પાન ખીલાયો.
સિપાઇ—અચ્છા મેરી બાત સુનો, ફીર મત કરના ગુન્હો.

૭૩ ( સદોમ ગમોરા સોનાના દોરા—એ રાગ. )

સિપાઇ—કદી પીશો નહી દારૂ, હેજ સારૂ, દારૂછે દુઃખ દેનાર—ટેક.
શરીર બળને મન શક્તિને, નીતિને કરે દુર;
ઘરની પ્રજાનીઆબાદીગુમાવે, શિખ લેશો આ ઉરરે. કદી. ૧
રાજાને દારૂ રંક બનાવે, પ્રજાને કરે કંગાલ;
જર જોરૂને જમીન વેચાવે, અંતે કરે બુરા હાલરે. કદી. ૨
મરદને દારૂ બાયલો બનાવે, નગ્નથી કરાવે નૃત્ય;
ડાહ્યા શાણાનું ભાન ભુલાવી, કરાવે ખોટાં કૃત્યરે. કદી. ૩

---

ઉડાઉ—હા, એ વાત ખરી, દારૂથી મેં ધનની મનની ને તનની ખુવારી કરી.

સિપાઇ—ઠીક ત્યારે પીશો નહી ફરી, મેંતો ખરી વાત કરી.

---

૭૪ (આવ્યા માગી યહુદા દેશ—એ રાગ. )

ઉડાઉ—આપો મૂર્ખરાય હવે દામ; મારા પૈસા ખુટયા તમામ.
મૂર્ખરાય—બોલ્યો એ શું અરે લબાડ; શાનું કરે આવડું લાડ.
ઉડાઉ—શંખરાય સુણો મારી વાત; પૈસા આપો વ્હાલા ભ્રાત.
શંખરાય—મારૂં નામ છે શંખરાય; કયાંથી પૈસા આપુ જરાય.
ઉડાઉ—મેલરાય સુણો અરજ મારી; હવે આસા કરૂં છું તમારી.
મેલરાય—અમે છોડી છે તારી પ્રીત; માર ખાવા ઇચ્છે તું ખચીત.
મૂર્ખરાય—મિત્રો ચાલો સ્વદેશની વાટ; નથી કરવો એનો સંગાત.

---

ઉડાઉ—અરે હાય, હવે શું થાય, મન મારૂં મુંજાય.

---

૭૫ (દશા આ શી થઇ મારી—એ રાગ.)

સ્થિતિ આ શી થઇ મારી, પિતા શીખ માની નહી તારી—ટેક.
૧ સાખી— નગર શેઠનો દીકરો, મહા વૈભવને માન;
આ ટાણે મારો થયો, ભુંડો હાલ હેવાન.
પડે છે દુઃખ બહુ ભારી (૨) મોજ કરી થયો ખુવારી. સ્થિતિ.
૨ સાખી— ગર્થ ન રહ્યું ગાંઠમાં, ખોયું ભોગવી રંગ;
દુકાળ પડ્યો છે દેશમાં, હાલત થઈ મજ તંગ.
ખજાનો થઇ ગયો ખાલી (૨) બન્યો હું હાલ ભીખારી. સ્થિતિ.
૩ સાખી— માગી ભીખ મળે નહી, અન્ન નજરે ન જોય;
ફરૂં ચાકરી શોધવા, રાખે ચાકર કોય.
ફજેતી પુરી થઇ મારી (૨) બન્યો અહીં આવી લાચારી. સ્થિતિ.

---

હવે બજારમાં જવ અને લુગડાં વેંચી ખાવ.

---

૭૬ **દેશનો વતની.**

સોરઠો.

દુકાળ પડ્યો આ દેશમાં, દુઃખી દીશે તમામ,
તોપણ ભુંડ ચારે નહી, હલકુ ગણી કામ.

---

હવે ઘાસ વિના શું ખાય, ભુંડ ભુખે મરી જાય.

---

૭૭ (મારી લાડકડીની લજાને સંભાળજો રે—એ રાગ)

ઉડાઉ—કોઇ દયાળુ દુખિયાની, વારે આવજોરે;
મજ પરદેશીને ચાકર રાખો રખાવજોરે... કોઇ.

વતની—જે હોય દેશી પરદેશી; ભલે અહીં આવજોરે;
શા માટે રૂદન કરો મને એ જણાવજોરે...કોણ.

---

ઉડાઉ—દાસ આવ્યો તમ હજુર, રહેવા ચાકર કે મજુર.
વતની—ઠીક ત્યારે પેલાં ભુંડ ચારવા જાવ, ને સાંજે આવી ખાવ.

---

૭૮ ( ભેખ ઉતારો રાજા ભરથરી—એ રાગ. )

ઉડાઉ—દુઃખ મારૂ કોણને કહું, થયો આપે હેરાનજી;
કહ્યું ન કર્યું પિતા તણું, બની ગયો બેરાનજી. દુઃખ-ટેક.
દુષ્ટ મિત્રોની શીખ ગ્રહી, આવ્યો ધન લઇ પરદેશજી.
બદફેલી ભુંડી ભોગવી, ખોટી કરી મેં એસજી. દુઃખ ૧
આ કેવાં ભુંડોને ચારવાં, રોજ આવી આ વનજી;
અફસોસ છે અતિ મુજને, ધિક્ક પડયું જીવનજી. દુઃખ. ૨
જે શીંગો ભુંડો ખાય છે, ભુખે ખાઉં આ વારજી;
મારા પિતાના મજુરો, ખાય અન્ન અપારજી. દુઃખ. ૩
હવે પિતા તણા ધામનો, આવે મને વિચારજી;
ઉઠી તેની પાસે જાઉં, કરશે મજ અંગીકારજી. દુઃખ. ૪

---

૭૯ સોરઠો.

પિતા મારો પ્રેમી છે, દયાળુ અપાર;
હાલ જઇ માફી માગુ, કરશે સ્વીકાર.

---

પેલાં ભુંડ સોંપ્યાં શેઠ; હવે હું થયો સચેત.
વતની—વારૂ મિત્રો કરૂ તો, તેના સોબતીઆ કેવા છે, તે જોઇને
કરજે કારણ કે......

---

૯૦ (આ ભવસાગર છે સંસાર—એ રાગ.)

આ ભવસાગરમાં દુઃખ આગળ, સુખ નથી લગાર—ટેક.
સુખ મળે કદાપી જો પણ, દુઃખ છે મોટો ભાગ;
મીથ્યા છે આ જગનાં વાનાં, કરજો મોહ ત્યાગ...આ. ૧
ધન જોબનને વીજ વાદળ, વીખરાતાં શી વાર;
કાયા માયા નહી રહે છાયા, ચાર ઘડી ચમકાર...આ. ૨
અધમ વેસ્યા સાથે તેં તો, રાખ્યો તો વ્યવહાર;
મધ મીઠું તે વિખ તુલ્ય થયું, આ વખતે નિરધાર...આ. ૩

---

ઉડાઉ—હવે રજા લવછુ ને સૌને કહુંછું કે......

---

૯૧ (ગજલ. કરૂણામય પ્રભુ પ્યારા—એ રાગ.)

શીખ આ ધ્યાનમાં ધરશો, મારા જેવા થઇ ન ફરશો—ટેક.
જગતમાં મિત્રો જોઈ કરજો, દુરાચારી દેખી ડરજો;
શીખ આ સારી સંગરશો, મારા જેવા થઇ ન ફરશો. ૧
દારૂ એ પાપનો પ્યાલો, જોતાંમાં તેને ધિક્કારો;
ઘટા ઘટ ઘૂંટ ન ભરશો, મારા જેવા થઇ ન ફરશો. ૨
વેશ્યાનો સંગ ના કરશો, સંગથી પાપમાં પડશો;
નીતિના પંથ સંચરશો, મારા જેવા થઇ ન ફરશો. ૩

---

ચાલુ હવે સ્વદેશની વાટ, પિતાને મળવા માટ.

# વિભાગ ત્રીજો.

## સ્થળ—સ્વદેશ.

૮૨ સોરઠો.

પિતા—દેખું વ્હાલો દિકરો વેશ દીશે બેહાલ:
દોડી જાઉં ભેટવા, આણી કરૂણા વ્હાલ.
ઉઠી પકડું બાથમાં આ વખતે તત્કાળ,
ચુંબન કરૂં હેતથી, દેખાડી નીજ પ્યાર.

---

આવો ભેટીએ વ્હાલા તન, આજ હર્ખાયું મારૂં મન.

---

૮૩ (ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો—એ રાગ.)

ઉડાઉ—પિતા મારી અરજ સાંભળો, કહુ તમને આ પેર,
મજૂર ગણી પોતા તણો, રાખો તમારે ઘેર...
......................દયાળુ પિતા દયા કરો—ટેક.
શીખ તમારી ન સાંભળી, માની મિત્રોની વાત;
ધન તણો ભાગ માગીને, ખોયો ભુંડાઇમાં તાત...દયાળુ. ૧
મિત્રો અંતે નાશી ગયા, ધન કરાવી ખુવાર;
દુકાળ વ્યાપ્યો તે દેશમાં, દુઃખ પડયું અપાર...દયાળુ. ૨
ભુંડો ચારવા હું રહ્યો, તોય ભાગી ન ભુખ;
ભુંડોનો ખોરાક ખાવા લાગ્યો, ત્યારે સાંભર્યું ઘરસુખ...દયાળુ. ૩

---

૮૪ સોરઠો.

પૂત્ર હું કપૂત છુ, યોગ્ય નથી આ બાપ;
તમ વિરૂદ્ધ અતિ ઘણાં, કીધાં મેતો પાપ.

---

**પિતા**--દીકરા ફીકર નહી, તારા પસ્તાવાથી ગુનાની માફી આપું છું.

---

૮૫ (ધનાશ્રી. જય જય ખ્રીસ્ત દયામય સ્વામી—એ રાગ.)

પળે પળ પુત્ર તને બહુ ચાહુ...ટેક.
અધરાતે મધરાતે હું તારી, શોધ કરવા જાઉં;
જડયો નહિ તું વ્હાલા સુત, નિરાશ થઈ પાછો આવું...પળે. ૧
ચોરે ચૌટે વાટે ઘાટે, પુછતો નીત જાઉં;
તુજ વિયોગે દુ:ખી હું તો, ધરાઈ ને નહી ખાઉં...પળે. ૨
પસ્તાવો કરી પાછો આવ્યો, તેથી ઉર હરખાઉં;
તુજને મારો દીકરો કરી આજ, લાડીલા લાડ લડાવું...પળે. ૩

---

## સ્થળ—પિતાનું ધામ.

"વ્હાલા દીકરા અહીં આવો, લો આ વારશો તમારો."

---

૮૬ (રાગ. ક્ષત્રીકલંક, ભરત ભુમિતણા મમ ભ્રાત—એ રાગ.)

**પિતા**—આવો આવો નોકરો આ દ્વાર, આનંદ કરવાને સારૂરે;
સારો જામો પે'રાવો શણગાર, હર્ખાયું આજ મન મારૂરે. ૧
હાથે વીંટી ઘાલો તત્કાળ, આનંદ કરવાને સારૂરે;
જોડા લાવીને પે'રાવો આ વાર, હર્ખાયું આજ મન મારૂરે. ૨
કરો આજ ઉત્તમ ભોજન, આનંદ કરવાને સારૂરે;
મળ્યો ખોવાયલો મારો તન, હર્ખાયું આજ મન મારૂરે. ૩
રૂડાં વાજીંત્ર વગાડો મુજ દ્વાર, આનંદ કરવાને સારૂરે;
ગાન નૃત્યથી કરો ધમકાર, હર્ખાયું આજ મન મારૂરે. ૪

---

**નોકર**—નગરમાંથી ગવૈયા લાઓ, અને મધુર ગાયન ગાઓ.

---

૮૭ ( દુનિયાંમાં દીલ નહી લગાના—એ રાગ. )

ગવૈયા—ખરો પિતા તું પ્રીતિ કરનારો, અજબ પ્રેમ અનુપમતારો—ટેક
અતિ રંગી બાપ તું અમારો; તુંતો દુઃખીનાં દુઃખ હરનારો. ખરો.૧
અખુટ પ્રીતિતણા તું ભંડારો; ખુટી ખાલી કદી ન થનારો. ખરો.૨
પાપ પાપીનાં માફ કરનારો; તુંતો અધમ ઉદ્ધારણ હારો. ખરો ૩
ગુના ભુલી ભલું ઇચ્છનારો; એવો પિતા તું સારામાં સારો. ખરો.૪
માફી આપી કરે છુટકારો; કોણ આવી પ્રીતિ દેખાડનારો. ખરો.૫
હશે જગિક પિતા હજારો; પણ તું પિતા ન્યારામાં ન્યારો. ખરો.૬

---

## વડા પુત્રનો પ્રવેશ.

૮૮ ( વાહ વાહરે દેવાળું—એ રાગ. )

વડોપુત્ર—જણાવો હું આવ્યો, શાનો હર્ષ ઉજવાયો—ટેક.
હું ગયે તો ખેતરમાં, કામ કરવા આજ;
ઘેર આવતાં મારા કાંને, સાંભળ્યો અવાજ. જણાવો. ૧
જમણ તેમ લગ્ન નથી, બીજુ ન જણાએ;
ગાયન નૃત્ય જોઇ મને, લાગે બહુ નવાએ. જણાવો. ૨
આ શું? આવડું બધું, દીશે છે આ દમામ;
મુજને બનેલી બીના, કહોને તમામ. જણાવો. ૩

---

૮૯ ( રાગ બનજારો તું સાંભળ સહીયર મારી—એ ઢબ )

નોકર—તું સાંભળ શેઠ મારા, કહુ તને સમાચાર સારા—ટેક.
તારો ભાઇ જે નાશી ગયો, પાછો આવી તારે ઘેર રહ્યો;
સુણ વધામણી શેઠ મારા, કહું તને સમાચાર સારા. ૧
જોને રિઝયો છે તારોતાત, વીંટી ઘાલી છે તેના હાથ;
બહુ પ્રેમી પિતાજી તારા, કહુ તને સમાચાર સારા. ૨

કર્યું આજ ઉત્તમ ભોજન, વ્યાપ્યો આનંદ તેના મન;
તેથી તેડયા ગાયન કરનારા, કહુ તને સમાચાર સારા. ૩
ખોવાયલો પાછો આવ્યો, તેથી તારો પિતા હર્ખાયો;
સુણી વાત શેઠજી મારા, મેં તો કહ્યા સમાચાર સારા. ૪

---

વડોપુત્ર—હેં હેં આતે શું કહેવાય, મારૂં મનતો દુઃખાય, અંદર પ્રવેશ ન કરાય.

---

૯૦ (કમજાત રાણી પીંગલા—એ રાગ.)

પિતા—પુત્ર મારા પ્રાણથી પ્યારા, આશું બોલે બોલ;
સાર અસાર વાતનો તું, કરતો નથી તોલ. પુત્ર.
વડોપુત્ર—શું પિતા મુજને સમજાવો, સમજું સંધી વાત;
આજ્ઞાધિન હું પુત્ર તારો, શું કર્યું મજ માટ. પુત્ર.
પિતા—તું મારી સાથ નીત છે, હે પ્રિય વહાલા તન;
જે છે મારૂં ગણાયલું તે, તારૂ બધું ધન. પુત્ર.
વડોપુત્ર—કીધી ઘણી મેં ચાકરી, તુજ સાથે રહી સદાય;
તોપણ મને કંઇ ન આપ્યું, જીવ જેથી હર્ખાય. પુત્ર

---

૯૧ સોરઠો.

પિતા—હર્ષીત થવું આપણે, સાંભળ મારી વાત;
મરેલો ખોવાયલો તે, જડયો તારો ભ્રાત.

---

૯૨ સોરઠો.

વડોપુત્ર—ઉડાઉ તારો દીકરો, તેણે કીધો કુછંદ;
તેમાં શું કારણ એવડું, કર્યો ભોર આનંદ.

---

૯૩ (સુણ સચીવ માહારા—એ રાગ.)

પિતા—સુણ પુત્ર પ્યારા, તને કહુ ખરી વાત;
બહુ રેંમી પ્રેમી હું છું, તમારો તાત—ટેક.
ખોવાય ગયેલો ઘણા, વરસથી તન;
રિઝયો હું તેને જોઇ, દયા મજ મન. સુણ. ૧

તેથી ભોજન નૃત્યથી, આનંદ કરવો છાજે;
સમજ સમજ ઓ, વ્હાલા દીકરા આજે. સુણ. ૨

દીકરા હમેસાં તું આજ્ઞાકીત રહ્યો છે, તેમ આજે પણ રહેશે.

૯૪ સોરઠો.
વડોપુત્ર–ગુસ્સો મારો સમી ગયો, સુણી પિતા તમ વાત;
રીઓ પણ ખીજો નહી, દયાળુ છો તાત,

આવો ભેટીએ વ્હાલા ભાઇ; નથી તારાથી જુદાઇ.

૯૫ ( મારા મનના માલીક મળિયારે—એ રાગ. )
મારો ભાઇ આજ મળિયોરે, જોઈ હર્ષ મુજને ચઢીયો. ટેક.
સાખીઅર્ધ–મધુર ગાન નૃત્યથી, કરીએ આનંદ આજ;
બહુ ઉર હર્ખાયું મારૂં (૨) મજ ભાઇ જડયો તે સારૂરે. જોઇ.
સાખીઅર્ધ–જય જય જયના નાદથી, કરીએ સૌ પોકાર;
અતિ મગ્ન થયું મન મારૂ (૨) વાગ્યું વિજય નગારૂરે. જોઈ.
સાખીઅર્ધ–અદ્‌ભુત પ્રીતિ બાપની, નિર્ખી મેં આ વાર;
જોઇ રંજન થયું દિલ મારૂં (૨) પ્રેમરાય નામ ખરૂ તારૂરે. જોઇ.

૯૬ ( રાગ. કલ્યાણ, શ્રીરાધીકાપતિ—એ ઢબ. )
ઉપદેશક—પ્રીય શ્રોતાજનો, સુણો સાર પાઠનો;
પાપીઓને સ્વર્ગી પિતા માફ કરે ગુન્હો. ટેક.
લુક પંદર અગિયારથી બતરી, આવે આ વૃતાંત;
પ્રભુ ઇસુ મુખેથી ઉચર્યા, આ દૃષ્ટાંત... પ્રીય. ૧
પાપી સર્વ ખોવાયલા, માનો મારા ભ્રાત;
શીખો આ પાઠ ઉપરથી, આવી રૂડી વાત... પ્રીય. ૨
પાપી જો પસ્તાવો કરી, ત્રાતા પાસે જાય;
તેને મારો સ્વર્ગી પિતા, પ્રેમ રેંમથી ચાય... પ્રીય. ૩

## આખ્યાન ઉપરથી લેવાનો બોધ.

પાપને લીધે પોતાના બાપથી જુદા પડેલા, પેલા ઉડાઉ દિકરાની માફક આપણે–પાપે કરીને દેવબાપથી વેગળા થએલા છીએ, પણ જો આપણે પસ્તાવો કરી પાપ–તજી દઇએ અને માફી મેળવવા માટે પરમેશ્વર પિતાની પાસે જઇએ; તો બાપે–જેમ પોતાના ઉડાઉ દીકરાને કર્યું, તેમ પ્રભુબાપ આપણાં પાપ માફ કરી–આપણો અંગીકાર કરશે. તેનું વચન છે કે, મારી પાસે આવે છે, તેને હું કાઢી નહીજ મૂકીશ. યોહાન. ૬; ૩૭ જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ તો આપણાં પાપ–માફ કરવા...તે વિશ્વાસુ અને ન્યાયી છે. ૧ યોહાન. ૧; ૯. "જુઓ હમણાંજ માન્યકાળ–જુઓ હમણાંજ તારણનો દિવસ છે" ૨. કરંથી. ૬; ૨. માટે બંધુઓ તમે આજને આજ–તમારાં પાપ મૂકી દેશોને પસ્તાવો કરી આપણા આકાશી પિતા પાસે માફી મેળવવા. પાછા ફરશો તો આકાશી બાપ તમારો અંગીકાર કરશે. આમેન.

---

## ૯૭ પ્રાર્થના સ્તુતિ.

( અખલ નિરંજન ભવદુઃખ ભંજન એ—રાગ. )

**સર્વપાત્રો**–હે જગ સરજન ભીડના ભંજન, નીરંજન ઇશ કિર્ત્તાર;
પાપની માફી આપી સૌને, ભાર કલંકનો તું ઉતાર— ટેક.
સર્વ પ્રસંગે હર્ષ ઉમંગે, નમી નમી લઇએ તારૂ નામ;
પ્રીતે નીતે સ્મરણ કરીએ, સૌનું સફળ કરજે કામ. હે. ૧
જગ શ્રોતાઓ શોધે સમજે, કૃપા એવી કર તારી;
બીજ વવાયાં છે તુજ વાડી, ઊગી ફળ આપે ભારી હે. ૨
અદ્દભુત પ્રીતિ તુજની જોઈ, પાછાં ફરે નરનારી;
પસ્તાવો કરી પાપ ત્યાગે, ઇશ અરજ એ છે મારી. હે. ૩



# અગાઉથી આશ્રય આપનારનાં નામ તથા ગામ ને નકલો.

| | |
|---|---|
| લાલજી સુંદર, ઘોડાસર | ૨૫ |
| હાજી દુધા, ઉતરસંડા | ૧૮ |
| સમુએલ પાઊલ, ભાનેર | ૧૨ |
| ડાહ્યા ભાણા, ગોગાવાડા | ૧૨ |
| માના લલ્લુ, અડબોલી | ૧૨ |
| વિરા મોરાર, ,, | ૧૨ |
| મથુર નગા, જેતલપુર | ૧૨ |
| પુંજાલાલ ખાતુ, સરાલી | ૧૨ |
| રેવ. દેવજી જેઠાલાલ. વગાસી | ૧૨ |
| રત્ના હીરા, ભાનેર | ૬ |
| સોમચંદ ડાહ્યા, ,, | ૬ |
| સોમા પુંજા, ,, | ૬ |
| ચુંથા ડાહ્યા, ,, | ૬ |
| સોમા નકા, ,, | ૬ |
| ઘેમશિંગ રામજી, કઠલાલ | ૬ |
| કુબેર પુંજા, ,, | ૬ |
| સોમચંદ પુંજા ,, | ૬ |
| દેવજી પુંજા ,, | ૬ |
| ભાણા જેઠા, ઘોડાસર | ૬ |
| લખા ભવાન, ,, | ૬ |
| રેવ. ગણેસ ગંગારામ, ઠાસરા | ૬ |
| રેવ. શના બના, અલીણા | ૬ |
| રામજી ત્રીકમ, તોરણીઆ | ૬ |
| વ્હાલજી પુંજા, ઉતરસંડા | ૬ |
| ફુલજી ઊકા, પીપળી | ૬ |
| શીવલાલ જીવા, અસારવા | ૬ |
| રેવ. વિઠુલ દેવજી, પાલેજ | ૬ |
| કહાનજી અમૈદાસ, મહુધા | ૬ |
| સમુએલ માધવ, કણભાઇ | ૬ |
| ભુદર મીઠા, ડુમરાલ | ૬ |
| આશીર્વાદ ભીખા, પીપળાતા | ૬ |
| કશના લાલાભાઇ, ,, | ૬ |

| | |
|---|---|
| સોમા ગલા, કણભા | ૬ |
| ગાંગા કાળા, રણીઆલ | ૬ |
| સોમા ઇશ્વિરા, ,, | ૬ |
| પોપટ દુધા, ,, | ૬ |
| પ્રેમચંદ પુંજા, કણભા | ૬ |
| હરખા સોમા, કુંજાડ | ૬ |
| આશીર્વાદ દેવજી, કુહા | ૬ |
| બળવંત ઊકા, ચવલજ | ૬ |
| રેવ. દીપશિંગ ઝુઝાર, ધોળેરા | ૬ |
| દયાળ રામશિંગ, નાંદજ | ૬ |
| રેવ. મુળજી વ્હાલજી, ,, | ૬ |
| લીંબા કેસવ, બારેજડી | ૬ |
| આશીર્વાદ પુંજા, કનીજ | ૬ |
| રેવ. ધુળા ડાહ્યા, ઉતરસંડા | ૬ |
| લાલજી આસા, અજલપુરા | ૬ |
| પીતર લાલાભાઇ, ,, | ૬ |
| રેવ. વીરજી નથુભાઇ, ભાલેજ | ૬ |
| દેવજી કુબેર, પોર | ૬ |
| થોમા પ્રાગ, કુહા | ૬ |
| શના અમૈદાસ, ભરથરી | |
| રેવ. ગબા ભાણા, ગોધરા | |
| રેવ. હીરાલાલ પુંજા, ઓડ | |
| દેવજી ગબડ, દનાદ્રા | |
| મોરાર માધવ, ડુમરાલ, | |
| પ્રેમચંદ ડી. વસોયા, વાંગરવાડી | |
| ઓંગાર માના, ધોળકા | ૬ |
| ભુદર ગંગારામ, અમદાવાદ | ૬ |
| પીતાંબર કાળીદાસ, મહુધા | ૬ |
| યાકુબ રણછોડ, રાયખડ | ૬ |
| સોમચંદ માધવ, રેંછોલ | ૬ |
| ફીલીપ મથુર, મીરજાપુર | ૬ |

આ પુસ્તક છપાવવા સારૂ નાણાંની મદદ કરનાર કણભ શ્રી. પ્રેમચંદ મુળાભાઈ, તથા ઘોડાસરવાળા શ્રી. લાલ સુંદરભાઈ, અને કુબાડના શ્રી. હરખા સોમાભાઈ, તેમજ આશ્રય આપનાર સર્વ ગ્રાહકોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

શ્રી. ઉ. ઈબ્રાહીમ રણછોડભાઈ.

વાયા અમદાવાદ, પોસ્ટ ભુવાલડી, મુ.

એક રૂપીઆની નકલો ૧.